"ખોજા ઇસ્માઇલી બાળાઓ અને સ્ત્રીઓ માટે"

## ઈસ્માઇલી

# બાળા—શિક્ષણ.

ધી શીઆ ઇમામી ઇસ્માઇલી ખોજા કન્યાશાળાઓમાં
ટેક્ષ્ટ બુક તરીકે ખાસ ચલાવવા યોગ્ય.


લખનાર:—

હરજીભાઇ પુંજા માસ્તર.





ઇ. સ. ૧૯૧૮ સંવત ૧૯૭૪. હી. સ. ૧૩૩૬.

પ્રત [illegible] ] કિંમત રૂ. ૧-૪-૦. [ આવૃત્તિ ૧ લી

છાપનારઃ-
પેજ ૧ થી ૯૬ પેજ સુધી સુરતી પ્રીન્ટીંગ પ્રેસના માલેક મોલવી અબદુલ સતાર મોલવી માહમદે છાપ્યું. નાખોદા મહોલો, મુંબઇ ૩.
પેજ ૯૭ થી ૧૮૮ સુધી શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસના માલેક રતીલાલ હરજીવન પટેલે છાપ્યું. નં. ૯, અનંતવાડી, મુંબઇ ૨.

પ્રકાશકઃ-માસ્તર હરજી પુંજા
ઠે૦ આગાબીલ્ડીંગ, ભીંડીબજાર, ફુલગલી, મુંબઇ નં. ૯.

# અર્પણ પત્રિકા.

મહેરબાન માનવંતા શેઠજી સાહિબ,

શેઠ છગનભાઇ ગુલામહુસેન પદમશી.

આપ મુરબ્બી આપણી કોમમાં સ્ત્રી કેળવણીનો
પ્રચાર કરવા દરેક કોશેશ કરો છો, તથા મારા
પ્રત્યે આપની ઉદાર લાગણી છે. અને
આ સ્ત્રી ઉપયોગી બુક પબલીશ કરવા મને
હીંમત તથા આર્થિક ઉતેજન આપ્યું
છે. એવા એવા નેક કાર્યથી
આકર્ષાઇ આ સ્ત્રી ઉપયોગી
પુસ્તક આપને અર્પણ કરૂં
છું, જે સ્વીકારી
આભારી કરશોજી.

લી. હું છું
આપનો આજ્ઞાંકિત,
હરજી પુંજા માસ્તર.

# આભાર પત્ર.

મારા માનવંતા મુરબ્બી પીતા તુલ્ય શેઠ **સુખી લાલજીભાઇ દેવરાજ** મારા મુંબઈમાં આવ્યા બાદ થી આજ દીવસ સુધી મારા તરફ પુત્રની માફક પ્યાર ધરાવી મને આગળ વધારવા દરેક રીતે ઉતેજીત રાખતા આવ્યા છે; તેમજ પુસ્તક કર્તા તરિકે બહાર પડવામાં મારા મરહુમ મીત્ર **માસ્તર હાશમભાઇ બોઘા** તરફથી મને મદદ મળેલી છે. અને હાલમાં તેમની ગેરહાજરીમાં તેમના જેવી મદદ કરનાર મારા મીત્ર મી. **વલીભાઇ નાનજી**એ આ બુકમાં મને પુરતી સહાય આપી છે, તથા મારા મીત્ર મી. **વરતેજી** તરફથી આ બુકમાં કેટલીક યોગ્ય સુચનાઓ મળેલી છે. એ મુજબ મારા માનવંતા મુરબ્બી અને મિત્રો અને અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર ગૃહસ્થોનો ઘણો આભારી છું, જેથી આ સ્થળે જાહેર ઉપકાર માની કૃતાર્થ થાઉછું.

લી०

કર્તા.

# અભિપ્રાય.

આ બુક માટે હું મારો અભિપ્રાય દરશાવતાં એટલુંજ જણાવવું બસ થશે કે કર્તા માસ્તર **હરજીભાઇ પુંજા** એ જે કાંઇ પોતાની મગજ શકિત વાપરી ૨૦૦ પાનાનું આ કેળવણીના લાયકનું પુસ્તક બનાવ્યું છે તે ખરેખર નામ પ્રમાણેજ લાયક કહી શકાશે.

આ બુકની અંદરના વીષયો ફકત ઉપર ટપકે તપાસતા પણ તેની ગોઠવણ ઉપરથી તરત જણાશે કે **"ઇસ્માઇલી બાળા શિક્ષણ"** માટે કર્તાએ દરેક રીતે નામ પ્રમાણે ફતેહમંદ ઉતરે તેવી દરેક કાળજી રાખેલી છે.

આ બુકના છેવટમાં કર્તાએ હાજર ઇમામનું ફરમાન મુબારક ટાંકી આ બુકને સમાપ્ત કરેલ છે. તે ફરમાનની અંદર રહેલ રહષ્ય પણ કન્યા કેળવણીનો આપણી કોમ મધે દીનપર દીન વધારે ફેલાવો કરવાને ઉપયોગી જણાશે. તો તે માટે જે બેનોથી શાળાઓની કાયદાશરની કેળવણી લઇ શકાતી ન હોય તેઓ માટે આ બુક આશીરવાદ સમાન કહી શકાશે. આશા છે કે બાળાઓ તથા મારી વહાલી બેનો આ બુકનો સારી રીતે લાભ લઇ કેળવણી જેવી ચીજ મેળવવા સાથે હાજર ઇમામના ફરમાન મુબારકનો હેતુ જાળવશે.

છેવટે આજના જેવી મોંઘવારી પ્રસંગ જોતાં ૨૦૦ પાનાની પાકી બાઇડીંગ સાથની ફકત રૂા. ૧) નજીવી કીંમતની આ બુક માટે કર્તાને ધન્યવાદ આપી મારો અભીપ્રાય પુરો કરીશ.

**બાઇ મોંઘીબાઇ કા. જાફરભાઇ ધાલાણી.**

મુંબઇ તા. ૧૨–૭–૧૮.

# પ્રસ્તાવના.

માતા એ દરેક મનુષ્યનો આ દુનીયામાં પહેલો અને ખરો ભોમીઓ છે. સો મહેતાજી બરાબર એક માતા છે. માતા કેળવાએલ ન હોય તો તે પોતાના બચ્ચાંને સુશિક્ષણ આપી શકેજ નહી. કારણ કે જો પોતાનેજ જીંદગી જોગવવાનો ખરો રસ્તો સુઝતો નહી હોય, તો પછી તે પોતાના બાળકોને તેમના જીવનના વિકટ માર્ગમાંથી નિર્વીઘ્ને પસાર થઈ ઉંચ જીવનની કક્ષાના કિનારાપર ઉભા રહેવાને શી રીતે શકિતવાન કરી શકે ? એટલા માટે બાળાઓને ઉ-તમ કેળવણી આપવાની ખાસ જરૂર છે.

ચાલુ જમાનામાં દરેક કોમના આગેવાન નરો પોતાની કોમમાં કન્યા કેળવણીનો પ્રચાર વધારવાનો પ્રયાસ કરી રહ્યા છે. આવા પ્રગતીવાળા જમાનામાં આપણી કોમની બાળાઓ કેળવણીમાં પછાત રહી જાય તો ભવિષ્યમાં કોમને ઘણું નુકશાન ખમવું પડે એ સંભવિત છે.

સુભાગ્યે આપણા વડા ધર્મગુરૂ હીઝ હાઇનેશ સર સુલતાન મહુમદશાહ જી. સી. આઇ. ઈ. સાહેબે હિંદુસ્તાન તથા આફ્રિકાના મોટા શહેરોમાં ત્યાંના અમલદારીઓને ફરમાવ્યું છે કે દરેક સ્થળે એંગ્લો વર્નાકયુલર સ્કુલ તથા સાથે કન્યાશાળાઓ સ્થાપવી અને તેનો સઘળો ખર્ચ તેમના તરફથી આપવામાં આવે. આવી ઉદાર બક્ષેસથી હાલમાં

ઘણી સ્કુલો તથા કન્યાશાળાઓ હસ્તી ધરાવે છે. તેઓ સાહેબ કન્યા કેળવણી પ્રત્યે કેટલો ચાહ ધરાવે છે તે તેઓ સાહેબે કાંડી મહોલા કન્યાશાળામાં તેમજ અન્ય સ્થળે પધરામણી વખતે કરેલાં ફરમાન ઉપરથી જણાય છે.

આ પુસ્તકના કાર્યની શરૂઆત કેમ થઇ, તે જણાવવું હું અત્રે વ્યાજબી ધારૂં છું. મુંબઇની મોટા જમાતખાનાની છોકરાની સ્કુલમાં ગુજરાતી અને ધાર્મીક શિક્ષક તરીકે લગભગ બાર વરસ સુધી નોકરી કરી મારી નાદુરસ્ત તબીયતને લીધે મારા વતનમાં જવાની ફરજ પડી. ત્રણ વરશ પછી દેશમાંથી પાછા મુંબઇ આવતા મારા સ્નેહી શેઠ **છગનભાઇ ગુલામહુશેન પદમશી**ની મુલાકાત લીધી. તે પ્રસંગે કેટલીક વાતચીત થયા પછી તેઓએ ચાલુ જમાનાને લાયકની ગૃહ સંસારીક અને સાથે ધાર્મીક કેળવણીનો આપણી કોમમાં વધારો કેમ કરવો વિગેરે કેટલીક કોમો ઉપયોગી બાબતમાં પોતાના ઘણાજ ઉમદા વિચારો જણાવ્યા. તેમજ કન્યાશાળાઓમાં આપણી કોમની બાળાઓ માટે આપણી કોમને રૂચતી આવે તેવી સંસારીક તથા ધાર્મીક એક બુક લખવાની મને સુચના કરી અને તેમાં જોઇતી મદદ કરવા કહ્યું જેથી "ઇસમાઇલી બાળા સિક્ષણ" નામનુ પુસ્તક રચવા હું ભાગ્યશાળી થયો છું, જેથી તેઓ સાહેબનો અંતઃકરણથી આભાર માનું છું. પ્રિય વાંચક બાળાઓ અને બ્હેનો, જો તમે આ પુસ્તકનો

કાળજી પૂર્વક અભ્યાસ કરશો તો, સંસારીક તેમજ ધાર્મીક કેળવણીથી માહિતગાર થશો.

આ પુસ્તકને ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે, જેમાં પહેલા ભાગમાં મૂળાક્ષરથી શરૂઆત કરી ગુજરાતી બીજા ધોરણ સુધી ચાલતા દરેક વિષયોની ટુંકમાં હકીકત આપી છે અને બીજા ભાગમાં કાગળ લખવાની રીત, સીવણ કળા, રાંધણ કળા નિકાહ વિગેરે યોગ્ય વિષયોનો સમાવેશ કરેલો છે. તે ત્રીજાથી પાંચમા ધોરણ સુધીની બાળાઓને ઉપયોગી છે અને ત્રીજા ભાગમાં મોટી ઉમરની સ્ત્રીઓને ખાસ જાણવાં યોગ્ય વિષયો આપવામાં આવ્યા છે, જેથી કન્યા ગૃહણિ થાય ત્યારે ગૃહ વ્યવસ્થા કેમ કરવી, પોતાની સંતતિને ઉંચી કેળવણી કેમ આપવી અને પોતાનો દીન શું છે વિગેરે વિષયોથી માહીતગાર થશે.

મારા મુરબ્બી શેઠ **છગનભાઈ ગુલામહુસેને** સાહિત્યના ક્ષેત્રમાં વધવાની સવળતા મને કરી આપી છે તેવીજ અન્ય લેખકોને ઉતેજન આપી કોમના સાહીત્યનો વધારો કરે અને દિર્ઘાયુશ ભોગવે એવું ખુદાવંદતાલા પાસે માગું છું.

મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે તો મારા લખેલા આ પુસ્તકમાં અનેક ભુલ હશે પણ ગુણવાન વાંચક વર્ગ દર ગુજર કરશે તેવી આ સેવકની વિજ્ઞપ્તિ છે.

ઉ. પું. માસ્તર.
કર્તા.

# સાંકળીઉં.

## પ્રથમ ખંડ.

---

## દ્વિત્ય ખંડ.

---

## ત્રીત્ય ખંડ.

# "ઈસમાઈલી બાળા શિક્ષણ".

## પ્રથમ ખંડ

### "પ્રકરણ ૧ લું"

ઇસમાઇલી બાળાઓ અને સ્ત્રીઓને વિનંતી કરવાની કે, તેઓ એ પુરસદના વખતમાં, આ પુસ્તકની અંદર લખેલા વિષયોને ધ્યાનથી વાંચશો, તો જીંદગીને કામની કેટલીક ઉપયોગી હકીકત થી વાકેફ થશો, કારણકે તેમાં, આવેલા વિષયો ખાસ ગ્રહશિક્ષણ, અને બાળ શિક્ષણ કેમ સમજવું અને સમજાવવાની પધ્ધતિથી વાકેફ થવાય તેવી રચના કરી છે.

માટે જયાં ગુજરાતી ભાષા વપરાય છે, ત્યાં તમે રહેતા હશો અને આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે વિષયોનો અભ્યાસ કરશો, તો તમારી માત્ર ભાષામાં લખતા વાંચતા તમોને સહેલાઇથી જલદી આવડી જશે, એટલુંજ નહી પણ જીંદગી ભોગવવાની કેટલીક ઉમદા ખાસીઅતો અને શદગુણ શીખશો.

## "ગુજરાતી મૂળાક્ષરો"

'સ્વર'- અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

'વ્યંજન'- ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ ટ ઠ

ડ ઢ ણ ત થ દ ધ ન પ ફ બ ભ

મ ય ર લ વ શ ષ સ હ ળ ક્ષ જ્ઞ

## "સિંધી મૂળાક્ષરો"

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

## "मराठी मूळाक्षरो."

"स्वर"- अ आ इ ई उ ऊ ए ऐ ओ औ अं अः

"व्यंजन"- क ख ग घ ङ च छ ज झ ञ ट ठ

ड ढ ण त थ द ध न प फ ब भ

म य र ल व श ष स ह ळ क्ष ज्ञ

## "बाळबोध "बाराक्षरी "नो नमुनो."

क का कि की कु कू के कै को कौ कं कः

ख खा खि खी खु खू खे खै खो खौ खं खः

ग गा गि गी गु गू गे गै गो गौ गं गः

## "ગુજરાતી બારાક્ષરી"

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

ગ ગા ગિ ગી ગુ ગૂ ગે ગૈ ગો ગૌ ગં ગઃ

ઘ ઘા ઘિ ઘી ઘુ ઘૂ ઘે ઘૈ ઘો ઘૌ ઘં ઘઃ

ચ ચા ચિ ચી ચુ ચૂ ચે ચૈ ચો ચૌ ચં ચઃ

છ છા છિ છી છુ છૂ છે છૈ છો છૌ છં છઃ

જ જા જિ જી જુ જૂ જે જૈ જો જૌ જં જઃ

ઝ ઝા ઝિ ઝી ઝુ ઝૂ ઝે ઝૈ ઝો ઝૌ ઝં ઝઃ

ટ ટા ટિ ટી ટુ ટૂ ટે ટૈ ટો ટૌ ટં ટઃ

ઠ ઠા ઠિ ઠી ઠુ ઠૂ ઠે ઠૈ ઠો ઠૌ ઠં ઠઃ

ડ ડા ડિ ડી ડુ ડૂ ડે ડૈ ડો ડૌ ડં ડઃ

ઢ ઢા ઢિ ઢી ઢુ ઢૂ ઢે ઢૈ ઢો ઢૌ ઢં ઢઃ

ણ ણા ણિ ણી ણુ ણૂ ણે ણૈ ણો ણૌ ણં ણઃ

ત તા તિ તી તુ તૂ તે તૈ તો તૌ તં તઃ

# "બીજી રીતે બારાક્ષરી"

કા ખા ગા ઘા ચા છા જા ઝા ટા ઠા ડા ઢા ણા
તા થા દા ધા ના પા ફા બા ભા મા યા રા લા
વા શા ષા સા હા ળા ક્ષા જ્ઞાઃ

કિ ખિ ગિ ઘિ ચિ છિં જિ ઝિ ટિ ઠિ ડિ ઢિ ણિ
તિ થિ દિ ધિ નિ પિ ફિ બિ ભિ મિ યિ રિ લિ
વિ શિ ષિ સિ હિ ળિ ક્ષિ જ્ઞિ

કી ખી ગી ઘી ચી છી જી ઝી ટી ઠી ડી ઢી ણી
તી થી દી ધી ની પી ફી બી ભી મી યી રી લી
વી શી ષી સી હી ળી ક્ષી જ્ઞી

કુ ખુ ગુ ઘુ ચુ છુ જુ ઝુ ટુ ઠુ ડુ ઢુ ણુ
તુ થુ દુ ધુ નુ પુ ફુ બુ ભુ મુ યુ રુ લુ
વુ શુ ષુ સુ હુ ળુ ક્ષુ જ્ઞુ

કૂ ખૂ ગ ઘૂ ચૂ છૂ જૂ ઝૂ ટૂ ઠૂ ડૂ ઢૂ ણૂ
તૂ થૂ દૂ ધૂ નૂ પૂ ફૂ બૂ ભૂ મૂ યૂ રૂ લૂ
વૂ શૂ ષૂ સૂ હૂ ળૂ ક્ષૂ જ્ઞૂ

કે ખે ગે ઘે ચે છે જે ઝે ટે ઠે ડે ઢે ણે
તે થે દે ધે ને પે ફે બે ભે મે યે રે લે
વે શે ષે સે હે ળે ક્ષે જ્ઞેઃ

કૈ ખૈ ગૈ ઘૈ ચૈ છૈ જૈ ઝૈ ટૈ ઠૈ ડૈ ઢૈ ણૈ

તે થૈ દે ધૈ નૈ પે ફે બૈ ભ મે યે રે લૈ

વૈ શૈ ષૈ સ હે ળૈ ક્ષૈ જ્ઞૈ

કો ખો ગો ઘો ચો છો જો ઝો ટો ઠો ડો ઢો ણો

તો થો દો ધો નો પો ફો બો ભો મો યો રો લો

વો શો ષો સો હો ળો ક્ષો જ્ઞોઃ

કૌ ખૌ ગૌ ચૌ છૌ જૌ ઝૌ ટૌ ઠૌ ડૌ ઢૌ ણૌ

તૌ થૌ દૌ ધૌ નૌ પૌ ફૌ બૌ ભૌ મૌ યૌ રૌ લૌ

વૌ શૌ ષૌ સૌ હૌ ળૌ ક્ષૌ જ્ઞૌઃ

કં ખં ગં ઘં ચં છં જં ઝં ટં ઠં ડં ઢં ણં

તં થં દં ધં નં પં ફં બં ભં મં યં રં લં

વં શં ષં સં હં ળં ક્ષં જ્ઞંઃ

કઃ ખઃ ગઃ ઘઃ ચઃ છઃ જઃ ઝઃ ટઃ ઠઃ ડઃ ઢઃ ણઃ

તઃ થઃ દઃ ધઃ નઃ પઃ ફઃ બઃ ભઃ મઃ યઃ રઃ લઃ

વઃ શઃ ષઃ સઃ હઃ ળઃ ક્ષઃ જ્ઞઃ

"શબ્દો"

મા, બા, ભા, ભૂ, પા, ચા, દે, તે, છે, હું, છું, તું, લે,

ઘી ખાઃ ઝટ ભણુ, ગજ, ભર, ભય, ધર, તલ, લખુ,

શાક, તજઃ રમ, વર, મત, ડર, હર, ભજ, ઢગ, સજઃ

આવી ખુશી ખરે જનો વરુ કરો હુમા પકો જુદું તમને

એક દિને નમો સદા સુખી રહો સાચુ બોલો ચિંતા કરો

નિંદા કદિ નહી કરવી શરમ ધરમ અદબ પરચુ નરમ ગરમ

વખત ભરમ સનમ સમર હુમેશ બંદગી કરવી જમાત
સંગાથે બેસવું એલમ જગત અંદર ગોહુર મીસાલ ગણાય:
ગફ્લત મતલબ્ઞ હુરકત મહુમદ બરકત અડચણ કસ્વત
અજગર સરકલ પડઘમ શરબત વધઘટ સુલતાન નંકલ.કી
અવતાર ચમજીજ પંરશાહુ ફિંત્નીઆદ ફરમાન સદગુણાં

"જોડા અક્ષરો"

વિશ્વાશ, પાત્ર, મનુષ્ય, જગતમાં, સકેર્ણ, લક્ષ્મી, ગ્રાહક,
સ્વાસ, ઈશ્વર, સ્મર્ણ સમ્પુર્ણ અંવેલ રહ્યા કર્યો કાઢયું માર્યો

દોહરો "કવિતા."

ક ખ ગ ઘ ઙ ને ચ છ જ ઝ ઞ;
ટ ઠ ડ ઢ ણ પછી ત થ દ ધ ન;
પ ફ બ ભ મ અને ય ર લ વ શ;
ષ સ હ ળ તે પછી છેવટ ક્ષ જ્ઞ;

"માત્રાક્ષરો વિષે"

ં કંઈ નહી કેતા કાંઈ નહી (ા) કાનો કહેતા પાણ;
િ આગલ વાંકી લીટી તે રસ્વે નામે જાણ;
ી પાછલી વાંકી લીટી (ી) દીર્ઘઇ તે કહેવાય;
રસ્વાઉ નીચે સાતડો (ૂ) દીર્ઘઉ આડ લખાય;
ે ઉપર આડી લીટી તે એક માત્ર કહેવાય;
ૈ બે આડી લીટી લખેલ બે માત્ર બોલાય;
ો પાણ ઉપર આડી લીટી તો કહો કાનો માત્ર

## "પાઠ ૧ લો" (શાહ ઇમામ)

ખુદાવન્દ તાલાએ પોતાના નુરમાથી જગતને બનાવ્યું, અને તેમાં દાદા આદમથી ઈનસાનની શરૂઆત થઈ તેમાં પેગંમ્બરો, અને ઈમામોને પોતાના નુર વડે હિદાયત કરવા મુકરર કર્યા:

ખુદાવંન્દ તાલાના એ નુર સ્વરૂપને અવતાર, યાને મઝહરે ઝાતે ઈલ્લાહી અથવા પેગંમ્બરો કે ઈમામો કરીને નામ આપવામાં આવે છે. જેને આપણા હુકીકત મોમનો ઈમામ યાને શાહને દરજજે ગણીએ છીએ. આ કલયુગના જમાનામાં એ પાકનુર આપણા અવ્વલ શાહ હ૦. મૈંલા મુરતજાઅલી તરીકે જલવાગર થયું જેની ગાદીપર હાલના આપણા મુરશીદ., હાજર ઈમામ નામદાર આગાખાન સર સુલતાન મહમદ શાહ જી. સી. એસ. આઇ. વિગેરે બીરાજે છે જે આપણા હાજર ઈમામ યાને શાહ છે.

હજરત મોલા મુરતજાઅલીને પહેલા ઇમામ (શાહ) ગણીએ છીએ, ત્યાર પછી નસલ બ નસલ ઉતરતુ આવેલું ખુદાઈ નુર શાહી જોમામાં, આ દુનિઆના માણુસોને હકીકતી દરજજાનું મુકિત દાયક શિક્ષણ આપતું રહ્યું છે.

હજરત મોલા મુરતજા અલીએ પોતાનો જોમો સફાર્યો, ત્યારે ખુદાઇ નુર (ઇમામતનુ નુર) હજરત ઈમામહુસેનને આપ્યું એટલે હજરત ઇમામહુશેન પણ હજરત મોલા મુરતજાઅલી ગણાય. પણ ગણતરી ગણવા શારૂ તેઓને બીજા ઇમામ ગણવામાં આવે છે.

એ ઇમામનું નુર ત્યારપછી નસલ બનસલ હ. ઇમામ જાફ્ર-સાદક સુધી જાહેર રીતે હિદાયત કરવા પછી, એમનાં મોટા ફર-જંદ "હ. શાહ ઇસમાઈલ" માં ઝહુર થયું, અને ત્યારથીજ આપણે ઇસમાઇલી તરીકે કહેવાઇએ છીએ. અને આપણે બધા ઇસમાઇલીઓ શાહ ઇસમાઇલની પછી નસલ બ નસલ, ઉતરતા આવેલા ઇમામોને માનનારા છીએ, ઇમામતનુ નુર દરેક ઇમામો પોતાની પછી થનાર ઇમામને સોંપે છે, તેને હાજરઇમામ ગણુ-વામાં આવે છે.

---

## પાઠ ૨ જો "પીર" (નબી).

---

ઇમામ પોતા તરફથી પીર તરીકે કોઇને નીમી બોધ આપ-વા સારૂ મુકરર કરે છે.

નબી મહમદ મુસ્તફા રસુલ સલ્લેલાહુ અલય વસલમ ઈ-સમાઇલીઓના અવલ પીર તરીકે હજરત મૌલા મુરતજાઅલીના (શાહના જોમા) વખતે ઝાહેર થયા હતા. તેઓ પછી પીરની ગાદી ઉપર પીર તરીકે હજરત્ત ઇમામ હસન સાહેબની નેમણુક થઇ. એવી રીતે દરેક જમાનાના ઇમામે જુદા જુદા પીરની નેમણુંક કરી છે.

સાંજની દુઆમાં આપણા પીરોની પુંઠી ૪૯ છે. તેમ શાહ મુશતન શરબીલાહ (બત્રીશમાં ઇમામના) વખતમાં "પંદીયાતે જવાંમરદી" નામની કીતાબને પીર તરીકે મોકલવાથી તે કીતાબને પીરની પુંઠીઉંમાં સામેલ કરવામાં આવેલી છે.

આપણા પુર્વજોને ઇસમાઇલી ધરમમાં દાખલ કરનાર મહાન બોધગુર પીર સદરદીન સાહેબ, (છવીશમાં પીર) જેઓ-ત્રીશમાં ઇમામ શ્રી ઇસલામ શાહના વખતમાં હજારો હીંદુઓને બોધ આપી પાક ઇસિમાઇલી દીન બતાવ્યો જેને લગભગ આજે આસરે ૫૦૦ વરસ થયાં છે.

શાહની ગાદી વંશપરંમપરા ઉતરતી આવે છે, અને તેનો વારસ, ઇમામ પોતે પોતાની હૈયાતીમાં નીમી જાહેર કરે છે. પણ પીરને માટે તેમ નથી. ઇમામ કોઇને પણ પીર તરીકે નીમી શકે છે. અગર તો પોતે પણ કામ ચલાવે છે. આ પ્રમાણે ઇમામને "શાહ" (ધર્મગુરૂ) અને બોધ કરનાર "પીર" (નબી) તે બોધ ગુરૂ કહેવાય છે, અને બંને સ્વરૂપ મળી "પીરશાહ" કહેવાય છે. હાલના ચાલુ વખતમાં પીર અને શાહના બંને જોમાં સાથે છે અને તે બંને જોમાં તરીકે હાલના હાજર ઇમામ સર સુલતાન મહમદ શાહ દાતાર, ગતીયુ તારણુ હાર, અનંત કરોડી જીવોનો ઊધાર કરનાર છે.

# પાઠ ૩ જો બંદગી.

" ભુજંગીછંદ "

સદા શિખ હૈયે ધરો દીનચુસ્તી,
નહિ બંદગીમાં કરો લેશ સુસ્તી.
સુણો બ્હેન ઇસમાઇલી વાત સારી,
કરો બંદગી મુક્તિનું ધ્યાન ધારી. (૧)

જવું રોજ ખાને તજીને ઉપાધી,
ચુકો વખ્ત ના કોઇદી નેમ સાધી.
થઇ પાક અંગે વળી પાક ચીતે,
ધરો ધ્યાન ખાલિકનું એક ચીતે. (૨)

થશે પાપનો નાશ આરામ પામો,
સહુ તાપ સંતાપ ને દુઃખ વામો.
ગુરૂ જ્ઞાનની શીખ સઉ ઉર સ્થાપો,
વિચારો કુડા દિલના સર્વ કાપો. (૩)

સુબુહ શામ રો, સદા બંદગીમાં,
મળે લાભ અનેક આ જીંદગીમાં.
હશે બંદગી ધ્યાનતો થાય મુક્તિ,
ગુન્હા માફ થાવા ભલી એજ યુક્તિ. (૪)

( માસ્તર — ન. ના. )

# પાઠ ૪ થો "ઇસમાઇલી બાળાનું નિત્યકર્મ"

(૧) સવારે વહેલાં ઉઠવું.
(૨) મસેપાણી ગયા પછી શરીર શુધ્ધ કરવું.
(૩) હાથ, પગ, મોઢું, ધોઈ સાફ કરવું;
(૪) માથાના બાલ ઓળી સીધા કરવા;
(૫) પછી જમાતખાને જવું, અને ત્યાં એક ચીતે દુઆ પડવી;
(૬) જમાતખાનેથી ઘરે આવી માતાને ઘરના કામમાં મદદ કરવી.
(૭) પોતાથી નાનાભાઇ બેન હોય તો તેમને રમાડવાં જેથી માતા ઘરનું કામ કરે.
(૮) ત્યાર પછી મનને રૂચે તે પ્રમાણે સાદા ખોરાકનો નાસ્તો લેવો.
(૯) પછી સ્કુલમાંથી ઘરે કરવાના આપેલા પાઠનું લેશન કરવું.
(૧૦) લેશન પુરૂં થાય અને સ્કુલનો વખત થાય કે તરત માની રજા લઈ સ્કુલમાં જવું.
(૧૧) રસ્તે ચાલતા કોઇની સાથે રમવું કે લડવું નહિ.
(૧૨) જે કોઈ ઓળખીતા મળે તો વીવેકથી "યાઅલી મદદ" કરવા.
(૧૩) સ્કુલના ટાઇમને વાર હોય તો બહાર જેટલી ઘડી રહેવું પડે તેટલો વખત પોતાનું લેશન કરવું.
(૧૪) કલાશમાં જઇને તરતજ પોતાના શિક્ષકને અદબથી નમન કરવું.
(૧૫) સ્કુલના બીજા શિક્ષકોનું માન રાખી તેઓ સાથે સભયતાથી વર્તવું.
(૧૬) કલાશમાં લેશન ચાલે ત્યારે ધ્યાનથી સાંભળવું અને સમજવું.

(૧૭) વર્ગની બાળાઓ સાથે નકામી કુથલી કરવી નહિ, પણ ઉપયોગમાં આવે તેવી વિદ્યાની ચરચા કરવી કે જ્ઞાનમાં વધારો થાય.

(૧૮) બપોરે છુટીની રજા મળતાંજ સીધા ઘર તરફ જવું અને જમીને તરત સ્કુલમાં દાખલ થવું.

(૧૯) સાંજે સ્કુલમાંથી છુટી સીધા ઘરે આવવું.

(૨૦) જમાતખાનાનો ટાઇમ થાય કે તરત સાંજની દુઆ પડવા ખાને જવું.

---

## પાઠ. ૫ મો " એક બીજાને મદદ કરવા વિષે.

એક વખત ગુલાબાનુ, અને તેની મોટી બેન નુરબાનું, સવારમાં નાસ્તો કરતી હતી. તે વખતે ગુલાબાનુંએ કહ્યું કે, બેન, આપણે જે ખાઇએ છીએ, તે ખોરાક પેટમાં જાય છે, પણ તેમાં પેટ કાંઇ મહેનત કરતું નથી. જ્યારે હાથ પગ મોઢું, વિગરે અવઞ્યો મહેનત કરે છે. તેને કાંઈ મળતું નથી.

નુરબાનું-બેન, એક વખત તારા વિચાર પ્રમાણે શરિરના અવયવોમાં એક બીજાને તકરાર થઈ. અવયવોએ કહ્યું કે, આ પેટ આળશુ છે. અને આપણી કમાઇ ઉપર તાગડ ધીના કરે છે. દરેક વખતે આપણે મહેનત કરીને તેને દરેક પ્રકારનો ખેરાક આપીએ છીએ, જે હવેથી બીલકુલ આપવો નહિ.

હાથે કહ્યું કે, પેટ ભુખે મરી જાય તોપણ હું ખોરાક લેવા માટે એક આંગળી ઉંચી કરીશ નહિ. મોઢાએ કહ્યું, કે હું ખોરાક ચાવવાનું બંધ કરીશ, પગે પણ નિશ્ચય કર્યો કે મારે પણ ખોરાક મેળવવા માટે હાલ ચાલ કરવી નહિ, આવી એક સંપી કરવાથી. પેટને દુઃખ થયું. તેણે બધા અવયવોને અરજ કરી કે એમ નહિ કરો નહિ તો તમારે ઘણુંજ ખમવું પડશે. પણ કોઇએ કાંઈ માન્યું નહિ. જેથી તેનું પરિણામ એ આવ્યું કે શરીરના દરેક ભાગો ખોરાક વગર શુકાવા લાગ્યા અને આંખો ના ડોળા અંદર ઉતરી ગયા. હાથ અને પગમાં મહેનત કરવાની શક્તિ રહી નહી. છેવટે દરેક અવયવોના સમજવામાં આવ્યું કે જે કાંઈ આપણે કરીએ છીએ તે એકલા પેટને વાસ્તે નથી કરતા પણ ભેગો આપણો સ્વાર્થ રહેલો છે. કેમકે જે કાંઈ ખોરાક લઇએ છીએ તે સઘળો પેટમાં જાય છે. પછી નસોમાં થઈ આપણને સઘળાને શક્તિઆપે છે.

પેટે કહ્યું કે મારામાં જઠરા અગ્ની રહેલી છે, જેથી ખોરાક પાંચન થઈ તેનું લોહી બની આખા શરિરમાં ફરેછે. જેના લીધે તમે બધા ટટાર રહો છો માટે આપણે એક બીજાને મદદ કરવી જોઇએ.

આ ઉપરથી સમજવાનું કે, માણુસ પોતાના માટે જન્મેલો નથી. પણ તેઓ એક બીજાના લાભ જાળવીને ઉપકાર કરવાને માટેજ છે. પછી ગરીબ કે તવંગર રાજા કે રાણી મજુર કે ગમે તે મનુષ્ય હોય પણ તે સઘળું પોતે એકલો કરી શકતો નથી, પણ તેને બીજાની મદદની જરૂર પડે છે.

ગુલબાનું—અહા! બેન એક બીજાને મદદ કરવાથીજ આ જગત ચાલે છે અને તેમાં લાભ સમાએલો છે, માટે આપણે પણ આપણા ઘરમાં, પડોશમાં રહેનારા તથા આપણા જાતભાઈ બહેનોને જોઇતી મદદ આપણાથી બની શકે તેટલી આપવી, તે આપણી ફરજ છે.

# પાઠ ૬ ઠો "ઇસમાઇલી બાળાનું વર્તન"

**મીશનરીબાઈ**—છોકરીઓ આવો તમને આપણા હકીકતી મતપંથ દિનની કેટલીક ઉપયોગી વાત કહું.

આપણા "હાજર ઇમામે" છોકરા કરતાં છોકરીને પહેલી ભણાવવાનું ફરમાવ્યું છે. તે તમને યાદ છે ?

બધી છોકરીઓએ—હાજી, મુંબઇના મોટા જમાતખાનામાં ફરમાવ્યું છે.

તમારી ફરજ છે કે આપણી ઇસમાઇલી કોમની અભણ છોકરીઓને ભણવા સમજાવી તેડીલાવો જેથી આપણા હાજર ઇમામ તમારાપર ખુશી થશે.

ભણેલી ઇસમાઇલી છોકરીને "**દુઆ**" તથા "**જ્ઞાન**" આવડવાં જોઇએ, અને સવાર સાંજ બેઉ વખત જમાતખાને દુઆ પડવા જવું જોઇએ, ઘરમાં જ્યારે કામ કરતાં હોઇએ ત્યારે પણ જ્ઞાનના પાઠ બોલવા, અને તેનો અર્થ ન આવડેતો પુછી લેવો, જ્ઞાનના પાઠ બોલવા અને સમજવા, અને સમજવા પછી તે પ્રમાણે ઉતમ નિતીથી ચાલવુ, જેથી ગુન્હા થાય નહિ.

શાળામાં આવવું તે વખતે સફાઇથી અને સુઘડતાઇથી કપડા પહેરી સાદાઇથી આવવું, અને બધી છોકરીઓને બેન કહી બોલાવવું. કોઈ ગરીબ હોય છતાં તેને માન આપવું, થોડું બોલવું જ્યાં ત્યાં જોયા ન કરવુ, અને માબાપ, તથા શિક્ષકના કહ્યામાં રહેવું.

આપણે બધા સતપંથી ( એટલે ઇસમાઇલી દીનમાં ) છીએ, એટલે સત બોલવું અને સાચે રસ્તે ચાલવું, તે આપણી ફરજ છે. કદાપી કોઈ વખત ભૂલ થાય તો કબુલવી, અને પછી કોઈ વખત બનતા સુધી ભુલ કરવી નહી. જો એ પ્રમાણે વરતશો તો દુનિયામાં ઇસમાઇલી તરીકેના ઉત્તમ ગુણોનો શણગાર ધારણ કરેલો ગણાશે.

બીજા બધા શણગાર કરતાં સદવરતન, સદાચરણ, નિતી, વિવેક, વીગરે ઉંચા પ્રકારના સદગુણો ગ્રહણ કરવા તેજ શણગાર ઉતમ છે.

## પાઠ ૭ મો ઇસમાઇલી બાળાઓનો ડરેશ.

**શુગરા**—મા, મા, મને ઇજાર, પછેડી કરાવી આપો નહિ, ત્યાં સુધી હું ભણવા નહી જાઉં. બધી છોકરીઓ મારી મશકરી કરેછે અને હશે છે !

**મા**—દીકરી, શાલગરી ટાંણે કરાવશું. હમણા તો ચલાવી લે.

**શુગરા**—નહિ નહિ; મા, મને રેશમી નહિ કરાવી આપે, તો છીટનાંજ કરાવી આપ, ને પહેરણ પણ સુતરાઉ જોઇશે, કાઠીયાવાડમાં આપણા હાજરર ઇમામે ફરમાવેલું ફરમાન મેં વાચ્યું છે. ત્યારથી મને પહેરણ પહેરવાનુ મન થાય છે.

**મા**—ઠીક બાઈ, ત્યારે તું જબરી દેખાય છે ?

**શુગરા**—અરે ! તું અમારી છોકરીઓની શાળામાં જુએ તો તને ખબર પડે કે કેવા કપડાં ઉંચા, રેશમી ને જરીવાળા પહેરે છે. માથે ટોપી, ને પગમાં સપાટ તો બધી પહેરેછે. અમારા બાઇજી પણ ભલામણ કરે છે કે તું દેશી કપડાં બદલાવ. પેલી ગુપતીની છોકરીએ પણ પોતાના નામ બદલાવ્યા, ત્યારે તું કપડાં નહિ બદલાવે ?

મા—ઘેલી! તું ભણુવા જાય છે કે કપડા પહેરવાનું શીખવા જાય છે? બાઇજી ઘરે કજીયા કરવાનું શીખવે છે?

શુગરા—નહી માં, મારા બાઈ તો બહુ ભલા છે ને અમને બહુ સારૂ શીખવે છે ને રેશમી કપડાંવાળી છોકરીઓ કરતાં, સાદો પોશાક અને સારી ચાલ ચલણવાલી છોકરીઓના ઉપર બહુજ પ્રેમ રાખે છે. મારો નંબર કલાસમાં ઉપર આવે છે. તેથી મને બહુ ચાહે છે.

મા—(રાજી થઇને)-ત્યારે તો ઠીક, હું તને ટોપી, પહેરણુ, ઇજાર, અને સપાટ વિગેરે અપાવીશ.

શુગરા—મા, મા, વળી અમારી શાળામાં હમણા મીશનરી બાઇ આવે છે, તે અમને આપણા પાક સતગુરના જ્ઞાન, અને દુઆ શીખવાડે છે તેમજ ઉતમ પ્રકારના ધારમીક ભાષણો કરી અમોને બહુજ સમજાવે છે, જેથી અમારી સ્કુલની ઘણી તોફાની છોકરીઓ સુધરી ગઈ છે.

---

## પાઠ ૮ મો ઋતુઓનું વર્ણન.

---:o:---

કુલસુમ—મ્હોટી બેન, આજે અમારા બાઇજી રૂતુઓનુ વર્ણન કરતા હતા, પણુ તેમાં હું કાંઈ સમજી નથી તો તમે મને તે વિષે કંઇક માહિતી આપશો?

**મ્હોટી બેન**-બેન, આપણા દેશમાં મુખ્ય રીતે ત્રણ રુતું ગણાય છે. (૧) શિઆળો, (૨) ઉનાળો (૩) ચોમાશું.

(૧) **શિઆળો**-વિક્રમ સંવતના બાર મહિનાના પહેલાં કારતક, માગસર, પોશ, અને માહ, એ ચાર મહિનામાં ઠંડી બહુ પડે, છે, તે રૂતુને આપણે શિઆળો કહીએ છીએ.

(૨) **ઉનાળો**—એટલે ગરીમીની રૂતુ જેમાં તડકો બહુ પડે છે. બફારો થાય છે. તેથી ધણા લોકો માથેરાન, દેવલાલી, પુના અથવા બીજે સ્થળે હવા ખાવા જાય છે. તેના નામ ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ એ ચાર માસ સુધી રહે છે.

(૩) **ચોમાશું**-એટલે વરસાદની રૂતું કહેવાય છે. તેમાં વરસાદ ધણો પડે છે. તેના પણ ચાર માશ છે. આશાડ, શ્રાવણ, ભાદરવો, અને આશો એ રૂતુના ચારે માસમાં મુંબઇમાં એકસો ઇંચ વરસાદ વરસે છે. એવી રીતે શિઆળો, ઉનાળો, અને ચોમાશુ એ ત્રણ રૂતુ મળીને બાર મહિના થયા.

એક વરસના ત્રણશો સાઠ દીવસ થાય છે. એટલે ત્રીશ દીવસનો એક મહીનો એક માસમાં બે પખવાડીયાં હોય છે. દરેક પખવાડીઉ પંદર દીવસ હોય છે, જેમાં શુદ ૧ થી સુદ ૧૫ સુધી અજવાળીઉ અને વદ ૧ થી વદ ૦)) સુધીના અંધારીઉ કહે છે. સાત વારને સતવાડીઉ કહે છે. જેના નામ.

ઇસમાઇલી રીતે ગણો સાત વાર શુધ્ધ.
ગુરૂ, શુક્રર, શની, ને રવી, સોમ, ભોમ ને બુધ.
ખમીશ તે ગુરૂવારનું નામ, જુમ્મો, શુકરવારને ઠામ.
થાવરને કહે છે. શનિવાર આડતાર તે રવિ નીરધાર.
શુમારને કહે છે સૌ સૌમ, અયારો તે લેખાય ભોમ,
અરબા તે કહેવાય બુધ, સાનવાર ઇસમાઇલી શુદ્ધ.

## પાઠ ૯ મો " ચોરી દોહરા."

---:o:---

બાળા બુધ્ધિ હિણુ એક, ચોરે ઘરની ચીજ,
માતાને તે લાડકી, માને નહિ કાંઈ શીખ (૧)
શિક્ષા માતા નવ કરે, નવ તજાવે ટેવ,
ધિમે ધિમે ચોરીઓ, કરે અવરને ઘેર. (૨)
થાતા મોટી ચોરીઓ, મોટી કરતી ગઈ,
સંગે કોઈ રાખે નહિ, ઇજત હલકી થઈ. (૩)
પરણે કન્યા કોઈ ન, સૌ ધિક્કારે છેક,
માએ શોધ્યો શોધતાં, દુષ્ટ જણ ત્યાં એક (૪)
આપે નહિ કોઈ દીકરી, કસાઈ સમ નર તેહ,
સરખે સરખાં તે થયા, દુષ્ટ ચોર જણ બેય. (૫)
પરણી પહોંચી સાશરે, બાળા આશા સાથ,
કલેશ પામી કામની, દુષ્ટ કંથને હાથ. (૬)
દુઃખી આયુષ્ય ભોગવી, ગઇ નરક દુઆર
ઇચ્છો સુખ સંસારમાં, તજો ચોરી આચાર, (૭)

( માસ્તર વ. ના. )

# પ્રકરણ ૨ જું:

## એકડે એક:

### ( દશ દશની સંખ્યા ઉમેરવાનું )

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ |
| ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ |
| ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ |
| ૮૧ | ૮૨ | ૮૩ | ૮૪ | ૮૫ | ૮૬ | ૮૭ | ૮૮ | ૮૯ | ૯૦ |
| ૯૧ | ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ | ૧૦૦ |
| ૧૦૦ | ૨૦૦ | ૩૦૦ | ૪૦૦ | ૫૦૦ | ૬૦૦ | ૭૦૦ | ૮૦૦ | ૯૦૦ | ૧૦૦૦ |

નોટ–શેકડા દશ ઉમેરવા હોય તો પહેલી રકમના દશકમાં એક દશક ઉમેરી દેવો એટલે ખરો જવાબ આવશે એમ બાળાઓએ સમજવું:

(૧) અગણોતર અને નેવાસી લખો.
(૨) એકલંતરશો અને બીલંતરશો લખો.
(૩) પોણોશો અને પોણીશો તે કેમ લખાય ?
(૪) શો ઉપરના આંકડા એકથી ૧૦ સુધી આંકમા બોલો.
(૫) ૧૦૦૦ માંથી એક મીંડુ કાઢી નાખો તો કેટલા વંચાય !

## " દશ દશ બાદ કરવાનો કોઠો "

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૯૯ | ૯૮ | ૯૭ | ૯૬ | ૯૫ | ૯૪ | ૯૩ | ૯૨ | ૯૧ |
| ૯૦ | ૮૯ | ૮૮ | ૮૭ | ૮૬ | ૮૫ | ૮૪ | ૮૩ | ૮૨ | ૮૧ |
| ૮૦ | ૭૯ | ૭૮ | ૭૭ | ૭૬ | ૭૫ | ૭૪ | ૭૩ | ૭૨ | ૭૧ |
| ૭૦ | ૬૯ | ૬૮ | ૬૭ | ૬૬ | ૬૫ | ૬૪ | ૬૩ | ૬૨ | ૬૧ |
| ૬૦ | ૫૯ | ૫૮ | ૫૭ | ૫૬ | ૫૫ | ૫૪ | ૫૩ | ૫૨ | ૫૧ |
| ૫૦ | ૪૯ | ૪૮ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૧ |
| ૪૦ | ૩૯ | ૩૮ | ૩૭ | ૩૬ | ૩૫ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ |
| ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ |
| ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ |
| ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

નોટ—રોકડા દશબાદ કરવા હોય, તો પહેલી રકમના દશકમાંથી. એક દશક બાદ કરવાથી જવાબ આવશે એમ બાળાઓએ સમજવું.

(૧) ૫૦ માંથી દસ બાદ કરો તો કેટલા રહે ?

(૨) ૬૦ માંથી પાંચ વખત દસ બાદ કરો.

(૩) એકોતેરમાંથી કેટલા બાદ કરીએ તો એકસઠ રહે.

(૪) ૩૫ માં અને ૪૫ માં કેટલો ફેર છે.

(૫) ૧૭ માં કેટલા ઉમેરીયે તો ૨૭ થાય.

# એકએકાથી પંચા સુધી.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧૧ | ૧૨૨ | ૧૩૩ | ૧૪૪ | ૧૫૫ |
| ૨૧૨ | ૨૨૪ | ૨૩૬ | ૨૪૮ | ૨૫૧૦ |
| ૩૧૩ | ૩૨૬ | ૩૩૯ | ૩૪૧૨ | ૩૫૧૫ |
| ૪૧૪ | ૪૨૮ | ૪૩૧૨ | ૪૪૧૬ | ૪૫૨૦ |
| ૫૧૫ | ૫૨૧૦ | ૫૩૧૫ | ૫૪૨૦ | ૫૫૨૫ |
| ૬૧૬ | ૬૨૧૨ | ૬૩૧૮ | ૬૪૨૪ | ૬૫૩૦ |
| ૭૧૭ | ૭૨૧૪ | ૭૩૨૧ | ૭૪૨૮ | ૭૫૩૫ |
| ૮૧૮ | ૮૨૧૬ | ૮૩૨૪ | ૮૪૩૨ | ૮૫૪૦ |
| ૯૧૯ | ૯૨૧૮ | ૯૩૨૭ | ૯૪૩૬ | ૯૫૪૫ |
| ૧૦૧૧૦ | ૧૦૨૨૦ | ૧૦૩૩૦ | ૧૦૪૪૦ | ૧૦૫૫૦ |

## " આંકનો ઉપયોગ "

(૧) ત્રણુ ચોક, આઠ છક, નવ અઠું, પાચદાન, ને છ સતાં શું થાય?

(૨) ૩૬–૧૮–૧૫–૪૮–૪૪–૭૬–૫૩, કયા પલાખાંનો જવાબ

(૩) ૩૦ માં છ કેટલી વાર છે? ૫૬ માં, ૭ કેટલીવાર છે? ૯૬માં બાર કેટલી વાર છે?

(૪) એક હારમાં નવ છોકરા છે; તો દશ હારમાં કેટલા થશે?

(૫) એક છોકરાને દશ બોરઆપીયે તો, તેવા સાત છોકરાને કેટલા બોર આપવા?

(૬) એક ચોપડીના ત્રણુ આના પડછે તો ચૌદ ચોપડીનું શું લેશે?

(૭) એક આનાની બાર પાઇ તો, ચાર આનાની કેટલી પાઇ?
(૮) એક આનાના ચાર પૈસા, તો આઠ આનાના કેટલા પૈસા?
(૯) એક ડબીમાં નવ પૈસા સમાય તો, તેવી આઠ ડબીમાં કેટલા પૈસા સમાય?

## " અગીઆર એકાથી પંદર એકા સુધી "

| ૧૧૧૧૧ | ૧૨૧૧૨ | ૧૩૧૧૩ | ૧૪૧૧૪ | ૧૫૧૧૫ |
|---|---|---|---|---|
| ૧૧૨૨૨ | ૧૨૨૨૪ | ૧૩૨૨૬ | ૧૪૨૨૮ | ૧૫૨૩૦ |
| ૧૧૩૩૩ | ૧૨૩૩૬ | ૧૩૩૩૯ | ૧૪૩૪૨ | ૧૫૩૪૫ |
| ૧૧૪૪૪ | ૧૨૪૪૮ | ૧૩૪૫૨ | ૧૪૪૫૬ | ૧૫૪૬૦ |
| ૧૧૫૫૫ | ૧૨૫૬૦ | ૧૩૫૬૫ | ૧૪૫૭૦ | ૧૫૫૭૫ |
| ૧૧૬૬૬ | ૧૨૬૭૨ | ૧૩૬૭૮ | ૧૪૬૮૪ | ૧૫૬૯૦ |
| ૧૧૭૭૭ | ૧૨૭૮૪ | ૧૩૭૯૧ | ૧૪૭૯૮ | ૧૫૭૧૦૫ |
| ૧૧૮૮૮ | ૧૨૮૯૬ | ૧૩૮૧૦૪ | ૧૪૮૧૧૨ | ૧૫૮૧૨૦ |
| ૧૧૯૯૯ | ૧૨૯૧૦૮ | ૧૩૯૧૧૭ | ૧૪૯૧૨૬ | ૧૫૯૧૩૫ |
| ૧૧૧૦૧૧૦ | ૧૨૧૦૧૨૦ | ૧૩૧૦૧૩૦ | ૧૪૧૦૧૪૦ | ૧૫૧૦૧૫૦ |

## " આંકનો ઉપયોગ "

(૧) અગીઆર નવા, ચૌદ પંચા, અઢાર નવા, ઓગણીશ સતાં.
(૨) ૫૫-૭૨-૧૧૨-૧૨૬-૧૩૫-૧૩૩-૧૮૦ કયા પલા પાનો જવાબ.
(૩) ૯૬ માં ૭ કેટલીવાર! ૯૮ માં ૭ કેટલીવાર! ૧૮૦ માં નવ કેટલીવાર!

(૪) અગીઆર રૂપીઆની પાઈ કરો.
(૫) પંદર રૂપીઆના આના કરો.
(૬) અઢાર રૂપીઆની ત્રણ દમડી કરો.
(૭) છોહોતેરશો એકોતરશો નવશો, ને તરીશાશો, આંકમાં લખો.
(૮) ૧૧૨–૧૧૬–૭૫–૧૩૫–૭૦: અક્ષરમાં લખો.

## " એકવીશ એકાથી પચીશ એકા સુધી "

| ૨૧૧૨૧ | ૨૨૧૨૨ | ૨૩૧૨૩ | ૨૪૧૨૪ | ૨૫૧૨૫ |
|---|---|---|---|---|
| ૨૧૨૪૨ | ૨૨૨૪૪ | ૨૩૨૪૬ | ૨૪૨૪૮ | ૨૫૨૫૦ |
| ૨૧૩૬૩ | ૨૨૩૬૬ | ૨૩૩૬૯ | ૨૪૩૭૨ | ૨૫૩૭૫ |
| ૨૧૪૮૪ | ૨૨૪૮૮ | ૨૩૪૯૨ | ૨૪૪૯૬ | ૨૫૪૧૦૦ |
| ૨૧૫૧૦૫ | ૨૨૫૧૧૦ | ૨૩૫૧૧૫ | ૨૪૫૧૨૦ | ૨૫૫૧૨૫ |
| ૨૧૬૧૨૬ | ૨૨૬૧૩૨ | ૨૩૬૧૩૮ | ૨૪૬૧૪૪ | ૨૫૬૧૫૦ |
| ૨૧૭૧૪૭ | ૨૨૭૧૫૪ | ૨૩૭૧૬૧ | ૨૪૭૧૬૮ | ૨૫૭૧૭૫ |
| ૨૧૮૧૬૮ | ૨૨૮૧૭૬ | ૨૩૮૧૮૪ | ૨૪૮૧૯૨ | ૨૫૮૨૦૦ |
| ૨૧૯૧૮૯ | ૨૨૯૧૯૮ | ૨૩૯૨૦૭ | ૨૪૯૨૧૬ | ૨૫૯૨૨૫ |
| ૨૧૧૦૨૧૦ | ૨૨૧૦૨૨૦ | ૨૩૧૦૨૩૦ | ૨૪૧૦૨૪૦ | ૨૫૧૦૨૫૦ |

## " આંકનો ઉપયોગ

(૧) ૨૧×૯= ૨૮×૫= ૩૦×૯= ૨૪×૩=
૨૬+૫= ૨૮×૭.
(૨) ૧૬૮–૧૯૮–૨૦૭–૨૨૫–૨૩૪–૨૫૩ કયા પલાખાનો જવાબ.
(૩) એકવીસ આને શેર પીસ્તા તો નવશેર પીસ્તાનું શું ?
(૪) ચોવીશ પાવલીના રૂપીઆ કેટલા.

## ૧

# " આણુપાણુના આંક "

## " પાયા "

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૦ા ા | ૧૧ ૦ા ૨ાાા | ૨૧ ૦ા ૫ા | ૩૧ ૦ા ૭ાાા | ૪૧ ૦ા ૧૦ા |
| ૨ ૦ા ાા | ૧૨ ૦ા ૩ | ૨૨ ૦ા ૫ાા | ૩૨ ૦ા ૮ | ૪૨ ૦ા ૧૦ાા |
| ૩ ૦ા ાાા | ૧૩ ૦ા ૩ા | ૨૩ ા ૫ાાા | ૩૩ ૦ા ૮ા | ૪૩ ૦ા ૧૦ાાા |
| ૪ ૦ા ૧ | ૧૪ ૦ા ૩ાા | ૨૪ ૦ા ૬ | ૩૪ ૦ા ૮ાા | ૪૪ ૦ા ૧૧ |
| ૫ ૦ા ૧ા | ૧૫ ૦ા ૩ાાા | ૨૫ ૦ા ૬ા | ૩૫ ૦ા ૮ાાા | ૪૫ ૦ા ૧૧ા |
| ૬ ૦ા ૧ાા | ૧૬ ૦ા ૪ | ૨૬ ૦ા ૬ાા | ૩૬ ૦ા ૯ | ૪૬ ૦ા ૧૧ાા |
| ૭ ૦ા ૧ાાા | ૧૭ ૦ા ૪ા | ૨૭ ૦ા ૬ાાા | ૩૭ ૦ ૯ા | ૪૭ ૦ા ૧૧ાાા |
| ૮ ૦ા ૨ | ૧૮ ૦ા ૪ાા | ૨૮ ૦ા ૭ | ૩૮ ૦ા ૯ાા | ૪૮ ૦ા ૧૨ |
| ૯ ૦ા ૨ા | ૧૯ ૦ા ૪ાાા | ૨૯ ૦ા ૭ા | ૩૯ ૦ા ૯ાાા | ૪૯ ૦ા ૧૨ા |
| ૧૦ ૦ા ૨ાા | ૨૦ ૦ા ૫ | ૩૦ ૦ા ૭ાા | ૪૦ ૦ા ૧૦ | ૫૦ ૦ા ૧૨ાા |

## " આંકનો ઉપયોગ "

(૧) ૪૫ ૦ા, ૬૮ ૦ા, ૮૬ ૦ા, ૯૮ ૦ા ના શા જવાબ આવેછે.

(૨) ૨૮, પા રૂપીઆના આખા રૂ. કેટલા આવે ?

(૩) ૩૨, ૪૦, ૫૬, ૮૮, પા કાગળ હોય તેના આખા કાગળ કેટલા થાય ?

(૪) ૧૬, ૨૦, ૨૪, ૨૮, આખા દાડમ તેના પા દાડમ કેટલા થાય

(૫) કેટલા પા ૨૧, કેટલા પા ૩૧.

(૬) ૪૨ાા માંથી પાપા બાદ કરી સવાસતર સુધી બોલો.

(૭) એક માણસને રોજ રૂ. ૦ા મળે છે. તો ૫૨, માણસને કેટલા મળે !
(૮) ૩૪ રૂપીઆની પાવલી કેટલી ? ૯૬ રૂપીઆની પાવલી કેટલી !
(૯) એકમાસમાં ૩ા શેર તેલ વપરાયું તો ૫ા શેર તેલ કેટલા દીવસ ચાલે

## " અરધા "

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૦ા ૦ા | ૧૧ ૦ા ૫ા | ૨૧ ૦ા ૧૦ા | ૩૧ ૦ા ૧૫ા | ૪૧ ૦ા ૨૦ા |
| ૨ ૦ા ૧ | ૧૨ ૦ા ૬ | ૨૨ ૦ા ૧૧ | ૩૨ ૦ા ૧૬ | ૪૨ ૦ા ૨૧ |
| ૩ ૦ા ૧ા | ૧૩ ૦ા ૬ા | ૨૩ ૦ા ૧૧ા | ૩૩ ૦ા ૧૬ા | ૪૩ ૦ા ૨૧ા |
| ૪ ૦ા ૨ | ૧૪ ૦ા ૭ | ૨૪ ૦ા ૧૨ | ૩૪ ૦ા ૧૭ | ૪૪ ૦ા ૨૨ |
| ૫ ૦ા ૨ા | ૧૫ ૦ા ૭ા | ૨૫ ૦ા ૧૨ા | ૩૫ ૦ા ૧૭ા | ૪૫ ૦ા ૨૨ા |
| ૬ ૦ા ૩ | ૧૬ ૦ા ૮ | ૨૬ ૦ા ૧૩ | ૩૬ ૦ા ૧૮ | ૪૬ ૦ા ૨૩ |
| ૭ ૦ા ૩ા | ૧૭ ૦ા ૮ા | ૨૭ ૦ા ૧૩ા | ૩૭ ૦ા ૧૮ા | ૪૭ ૦ા ૨૩ા |
| ૮ ૦ા ૪ | ૧૮ ૦ા ૯ | ૨૮ ૦ા ૧૪ | ૩૮ ૦ા ૧૯ | ૪૮ ૦ા ૨૪ |
| ૯ ૦ા ૪ા | ૧૯ ૦ા ૯ા | ૨૯ ૦ા ૧૪ા | ૩૯ ૦ા ૧૯ા | ૪૯ ૦ા ૨૪ા |
| ૧૦ ૦ા ૫ | ૨૦ ૦ા ૧૦ | ૩૦ ૦ા ૧૫ | ૪૦ ૦ા ૨૦ | ૫૦ ૦ા ૨૫ |

## " આંકનો ઉપયોગ

(૧) ૨૦ ૦ા, ૩૯ ૦ા, ૪૨ ૦ા, ૩૬ ૦ા ના જવાબ આપો.
(૨) ૪૦ અરધા રૂપીઆ હોય તેના આખા કેટલા રૂપીઆ.
(૩) ૨ માં અર્ધો અર્ધો ઉમેરી ૨૬ શુધી બોલી જાઓ.
(૪) કેટલા અર્ધું ૩૨, કેટલાં અર્ધું ૨૩ા કેટલા અર્ધું ૨૯ા
(૫) કેટકેટલા વાર અર્ધો લઇએ તો, ૧૫ા, ૨૫ા, ૩૯ થાય ?

## પ્રકરણ ૩ જું.

### " અંકગણિત "

અંકગણિતનો વિષય ઘણો અઘરો છે, પણ સાંસારીક વ્યવહારમાં તે ઘણો ઉપયોગનો છે. વેપાર, ધંધામાં, તેની ખાસ જરૂર પડેછે. અને તે વિષયથી જે માણસ અજ્ઞાન હોય છે. તેને ઘણીજ અડચણ પડે છે. માટે સ્ત્રી તથા પુરૂષ વર્ગને શીખવાની જરૂર છે. ગણિત શિખવામાં મુખ્ય જરૂર આંક મોઢે કરવાની છે. જો આંક બરાબર જાણતા હોઇએ, તો હિસાબ જલદી કરતાં આવડશે.

ગુજરાતી ભાષામાં નાણા વિષય સમજવાને ૧૮ અઢાર અંકસ્થાન સુધી ગોઠવણ કરીછે. તે નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| એકમ : એકઃ | ૧ | : | અબજ. |
| દશક : દશ. | ૧૦ | : | ખર્વ |
| શતક : શો. | ૧૦૦ | : | નિખર્વ. |
| હજાર : | ૧૦૦૦ | : | શંકુ. |
| દશહજાર. | ૧૦૦૦૦ | : | મહાપદમ. |
| લાખ | ૧૦૦૦૦૦ | : | જલદી. |
| દશલાખ. | ૧૦૦૦૦૦૦ | : | અંત્ય. |
| કરોડ. | ૧૦૦૦૦૦૦૦ | : | મધ્ય. |
| દશકરોડ. | ૧૦૦૦૦૦૦૦૦ | : | પરાર્ધ: |

## " સંખ્યા લેખન "

(૧) નવ.
(૨) છવીશ.
(૩) બશોચાર
(૪) પાંચશે સોળ
(૫) બે હજાર પાંચ.
(૬) ચાર લાખ તેર હજાર બશો ચૌદ.
(૭) દશલાખ પાંચશો ચાર
(૮) ચોવીસ લાખ આઠ હજાર એકશો નવ.
(૯) બશો આઠ
(૧૦) પાંચ કરોડ દશ લાખ તેર હજાર બશોબાવન.

## નિચેની સંખ્યા વાંચી અક્ષરથી લખો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૪૬ | (૫) | ૭૫૨૫ | (૯) | ૨૧૦૬૦૪૧૯ | (૧૩) | ૯૧૮ |
| (૨) | ૯૬ | (૬) | ૧૪૯૧૮ | (૧૦) | ૨૭૧૯૧૧૪ | (૧૪) | ૪૫૩૬ |
| (૩) | ૨૫૨ | (૭) | ૧૧૬૨૪૮ | (૧૧) | ૬૬૪૨૯ | (૧૫) | ૨૩૧૯૬ |
| (૪) | ૪૯૬ | (૮) | ૨૮૧૨૫૧૭ | (૧૨) | ૭૬૭૧૮ | (૧૬) | ૯૫૪૫૧૬ |

## સરવાળા.

| (૧) | (૨) | (૩) | (૪) |
|---|---|---|---|
| ૧૬ | ૫ | ૭ | ૬૯ |
| ૮ | ૯૪ | ૩૯ | ૨૩૫ |
| ૩૨૪ | ૨૩૪ | ૯૧૮ | ૧૫૨૬ |
| ૩૪૮ | ૩૩૩ | ૯૫૪ | ૧૭૩૦ |

| (૯) | (૧૦) | (૧૧) | (૧૨) |
|---|---|---|---|
| ૪૨૧૬ | ૯૪૯ | ૭૩૮ | ૪૯ |
| ૩૫૩૧૯ | ૨૦૩૪ | ૨૦૧૯ | ૯ |
| ૬૦૫ | ૩૫ | ૨૦૭૪૫ | ૩૦૯ |
| ૪૦૨૪૦ | ૩૦૧૮ | ૨૩૫૦૨ | ૩૬૭ |

## આંકના પાડાના સરવાળા.

| (૧) | (૨) | (૩) | (૪) |
|---|---|---|---|
| ૧૬૬ | ૧૪૧૧૪ | ૨૪૧૨૪ | ૩૫૧૩૫ |
| ૨૬૧૨ | ૧૪૨૨૮ | ૨૪૨૪૮ | ૩૫૨૭૦ |
| ૩૬૧૮ | ૧૪૩૪૨ | ૨૪૩૭૨ | ૩૫૩૧૦૫ |
| ૪૬૨૪ | ૧૪૪૫૬ | ૨૪૪૯૬ | ૩૫૪૧૪૦ |
| ૫૬૩૦ | ૧૪૫૭૦ | ૨૪૫૧૨૦ | ૩૫૫૧૭૫ |
| ૬૬૩૬ | ૧૪૬૮૪ | ૨૪૬૧૪૪ | ૩૫૬૨૧૦ |
| ૭૬૪૨ | ૧૪૭૧૯૮ | ૨૪૭૧૬૮ | ૩૫૭૨૪૫ |
| ૮૬૪૮ | ૧૪૮૧૧૨ | ૨૪૮૧૯૨ | ૩૫૮૨૮૦ |
| ૯૬૫૪ | ૧૪૯૧૨૬ | ૨૪૯૨૧૬ | ૩૫૯૩૧૫ |
| ૧૦૬૬૦ | ૧૪૧૦૧૪૦ | ૨૪૧૦૨૪૦ | ૩૫૧૦૩૫૦ |
| ૨૯૮૫૦ | ૨૨૧૪૮૦ | ૪૪૪૩૩૩૦ | ૬૬૭૫૨૨૫ |

## બાદબાકી.

બાદબાકી એટલે એ સંખ્યામાંથી બીજી સંખ્યા બાદ કરવી.

| (૧) | (૨) | (૩) | (૪) | (૫) |
|---|---|---|---|---|
| ૩૪ | ૯૬ | ૫૦૬ | ૯૧૮ | ૨૩૦૬ |
| ૨૯ | ૫૮ | ૪૨૯ | ૭૨૯ | ૧૯૧૮ |
| ૫ | ૩૮ | ૦૭૭ | ૧૯૯ | ૦૩૮૮ |

## ગુણાકાર.

ગુણાકાર એટલે એક રકમને બીજી રકમે ગુણવા તેને ગુણાકાર કહેછે. તમે આંક શીખ્યા હશો. તો ગુણાકાર જલદી આવડશે, આંક છે, તેજ ગુણાકાર છે. જેમકે આડને પાંચે

ગુણીએ, ચાલીશ આવે (૮×૫=૪૦) તેમજ અગીઆરને નવે ગુણીએ તો નવાણું આવે: (૧૧×૯=૯૯).

| (૧) ૫૬ | (૨) ૬૨ | (૩) ૯૨ | (૪) ૨૧૮ | (૫) ૪૩૯ |
|---|---|---|---|---|
| ×૯ | ×૮ | ×૭ | ×૯ | ×૬ |
| ૫૦૪ | ૧૯૬ | ૬૪૪ | ૧૯૬૨ | ૨૬૩૪ |

## ભાગાકાર.

ભાગાકાર—એટલે આપેલી સંખ્યાના જેટલા ભાગ થઈ શકે તેટલા શોધી કાઢવા—જેમકે ૪૮ ને ૬ ભાગા એટલે છ છોના અડતાલીશમાંથી કેટલા ભાગ થઇ શકે તે શોધી કાઢવું છ છોના ૮ ભાગ થાય. આંક મોંઢે હોય તો જલદી કહે શકાય કે (૬×૮=૪૮).

(૧) ૨૫૬ ÷ ૩ (૨) ૯૨૬×૮ (૩) ૩૪૨૮ ÷ ૫

૩) ૨૫૬ (૮૫ જવાબ. ૮) ૯૨૬ (૧૧૫ જવાબ.૫) ૩૪૨૦૮ (૬૯૬ જવાબ.

૨૪ ૮ ૩૦

૧૬ ૧૨ ૪૨ ૬૮૫

૧૫ ૮ ૪૦

૧ શેષ. ૪૬ ૨

૪૦

૬

## ઉતરતી ભાજણી.

(૧) ૫૨૫ રૂપીઆએ પાંઈ કરે (૨) ૪૩૧૮ રૂપીઆનાં ત્રણ દમડી રોક.

૫૨૫×૧૫×૧૨=૧૦૦૮૦૦ જ. ૪૩૧૮×૧૬×૮=૧૫૨૭૦૪

# " કોષ્ટકો "

———:o:———

કોષ્ટકોના પ્રકાર પાંચ છે. (૧) અર્થદર્શક (૨) ભારદર્શક (૩) મહત્વદર્શક: (૪) માપ અને ગણતરી (૫) કાળદર્શક.

## (૧) અર્થદર્શક.

### "દેશીનાણાં

૨ પાઇ ૧ દુકાની.
૩ પાઇ ૧ પૈશો.
૪ પાઇ ૧ ફદીઉં.
૬ પાઇ ૧ ઢબુ.
૧૨ પાઇ ૧ આના
૪ પૈસા ૧ આના
૧૬ આના ૧ રૂપીઓ
૧૫ રૂપીઆ ૧ ગિની

### "હિસાબમાં વપરાતા કોષ્ટક"

૧૬ વિશ્વાસી ૧ બદામ
૧૬ બદામ ૧ દોકડો
૨૫ બદામ ૧ પૈસો
૧૦૦ બદામ ૧ આના
૯૧ દોકડા ૧ રૂપીઓ

### "અંગ્રેજી નાણાંનું કોષ્ટક"

૧૨ પેન્સ ૧ શિલીંગ
૨૦ શિલીંગ ૧ પૌંડ
૨૧ શિલીગ ૧ ગિની

નોટ:–પૌંડની કીમત આપણા દેશમાં પંદર રૂપીઆ અને વીલાયતમાં દશ રૂપી ગણાય છે:—

## (૨) ભારદર્શક.

### " તોલનું કોષ્ટક "

૪॥ પૈશાભાર ૧ અધોળ
૨॥ રૂ. ભાર ૧ અધોળ
૭૨ પૈશાભાર ૧ શેર
૪૦ રૂપીઆ ભાર ૧ શેર
૨ અધોળ ૧ નવટાક:
૧૬ અધોળ ૧ શેર
૮ નવટાક ૧ શેર

.. શેર ૧ મણ
૧૨ મણ ૧ માણી
૧૬ મણ ૧ કળશી
૨૦ મણ ૧ ખાંડી
૩૦ મણ ૧ ગાલ્લી
૩૨ મણ ૧ એડીઉ
૪૦ મણ ૧ નાનો મુડો
૧૦૦ મણ ૧ મોટો મુડો

**"કપાશ તોલવાનું કોષ્ટ"**

૪૮ શેર ૧ ધડી
૨૦ ધડી ૧ ભાર
૨૪ મણ ૧ ભાર

**"સોનું રૂપુ તોલવાનું કોષ્ટક.**

૩ રતી ૧ વાલ
૧૬ વાલ ૧ ગદીઆણો
૨ ગદિઆણા ૧ તોલો

**દક્ષિણમાં સોનાના તોલ.**

૮ રતીનો ૧ માસો
૧૨ માસાનો ૧ તોલો

**મહત્વદર્શક**

"ભરવાનું કોષ્ટક.

૧૨ ઇંચ ૧ ફુટ
૨ ફુટ ૧ ગજ
૩ ફુટ ૧ વાર
પાા વાર ૧ પોલ
૪૦ પોલ ૧ ફર્લાંગ
૮ ફર્લાંગ ૧ માઇલ

**અનાજ ભરવાનું કોષ્ટક**

૨ ટીપરી ૧ શેર
૪ શેર ૧ પાઇલી
૧૬ પાઇલી ૧ ફરો

**"ગણતરી કોષ્ટક"**

૧૨ ડઝન ૧ ગરૂસ
૨૦ નંગ ૧ કોડી
૧૦૦ નંગ ૧ શેકડો

**(૫) કાળદર્શક.**

**"અંગ્રેજી તથા દેશી વખત જાણવાનું.**

૬૦ સેકંડ ૧ મિનીટ
૬૦ મિનીટ ૧ કલાક
૨૪ કલાક ૧ દિવસ
૩૬૫ દિવસ ૧ વર્ષ
૬૦ વિપળ ૧ પળ

| | |
|---|---|
| ૬૦ પળ ૧ ઘડી | ૭ દિવસ ૧ સતવાડયું |
| ૭ા ઘડી ૧ પહોર | ૧૫ દિવસ ૧ પખવાડીઊ |
| ૮ પહોર ૧ રાત દિવસ | ૨ પખવાડીયા ૧ મહિનો |

૧૨ મહિના અથવા ૩૬૦ દિવસનું ૧ વર્ષ.

---

## " લેખાં. "

ધંધા રોજગાર અને વેપારી આર્થીક દ્રષ્ટીએ જોતાં મોઢાંના હિસાબ ( લેખાં ) જેને કહેવામાં આવે છે તેનો ઘણો ખપ પડે છે. પણ તેની કુંચીઓ મોઢે આવડતી હોય તો હીસાબ કરવાની સવળતા થઇ પડે છે. માટે " લેખાં " ની કુંચીઓ નીચે પ્રમાણે આપેલી છે.

---

## " કુંચીઓ "

(૧) જેટલે રૂપીએ શેર, તેટલા આનાનું એક અધોળ; તેથી બમણે આને નવટાંક; અને તેટલે અર્ધે આને સવા રૂપીઆ ભાર.

(૨) જેટલે રૂપીએ શેર, તેથી અઢીગણે દોકડે રૂપીઆ ભાર.

(૩) જેટલે પૈસે શેર તેથી દશગણે આને મણ અને જેટલે આને શેર તેથી અઢીગણે રૂપીએ મણ.

(૪) એક રૂપીઆનું જેટલા શેર; તેટલા અધોળનો એક આનો અને તેટલા રૂપીઆ ભારના અઢી દોકડા

(૫) એક રૂપીઆનું જેટલા શેર; તેટલા મણના ૪૦ રૂપીઆ.

(૬) જેટલે રૂપીએ મણ, તેટલા આનાનું અઢી શેર, અને તેથી બમણે પૈસે સવા શેર.

(૭) જેટલે રૂપીએ મણ તેથી અઢીગણે દોકડે શેર.

(૮) જેટલે રૂપીએ કળશી તેટલા આનાનું મણ, અને તેટલા પૈસાનું દશ શેર.

(૯) જેટલે રૂપીએ ખાંડી, તેટલા આનાનું સવામણ, અને તેટલે પાંચ ગણે દોકડે મણ.

(૧૦) જેટલે આને શેર, તેથી પચાશગણે રૂપીએ ખાંડી.

(૧૧) જેટલે રૂપીએ તોલો તેથી અરધે રૂપીએ ગદિયાણો, અને જેટલે રૂપીએ તોલો તેથી અરધે આને વાલ.

(૧૨) જેટલે રૂપીએ ગદીયાણો તેટલે આને વાલ

(૧૩) જેટલે આને વાર તેટલી પાઇનું ત્રણ તસુ

(૧૪) જેટલે રૂપીએ સેંકડો તેટલે દોકડે નંગ ૧

(૧૫) જેટલે રૂપીએ ડઝન (૧૨ નંગ) તેથી સોળગણી પાઇએ નંગ.

(૧૬) જેટલે રૂપીએ ઘા ( ૨૪ નંગ ) તેથી અઢીગણી પાઇએ એક કાગલ.

(૧૭) જેટલે આને ઘા તેથી અરધી પાઇએ તાવ યાને એક કાગલ.

# " આણુ પાણુ લખવાની રીત. "
## " ગુજરાતી તથા અંગ્રેજી. "

| દેશી રીત. | | અંગ્રેજી રીત. |
|---|---|---|
| ૦ | શુન એટલે મીંડુ, કાંઇ નહિ | રૂ. આ. પૈ. |
| ૦)૦। | પાઆનો, એક પૈસો | ૦—૦—૩ |
| ૦)૦॥ | અરધો આનો | ૦—૦—૬ |
| ૦)૦।।। | પોણો આનો | ૦—૦—૯ |
| ૦)— | એક આનો | ૦—૧—૦ |
| ૦)—। | સવા આનો | ૦—૧—૩ |
| ૦)—॥ | ડોઢ આનો | ૦—૧—૬ |
| ૦)—।।। | પોણા બે આના | ૦—૧—૯ |
| ૦)= | બે આના | ૦—૨—૦ |
| ૦)=। | સવા બે આના | ૦—૨—૩ |
| ૦)=॥ | અઢી આના | ૦—૨—૬ |
| ૦)=।।। | પોણા ત્રણ આના | ૦—૨—૯ |
| ૦)≡ | ત્રણ આના | ૦—૩—૦ |
| ૦)≡। | સવા ત્રણ આના | ૦—૩—૩ |
| ૦)≡॥ | સાડા ત્રણ આના | ૦—૩—૬ |
| ૦)≡।।। | પોણા ચાર આના | ૦—૩—૯ |
| ૦। | ચાર આના | ૦—૪—૦ |
| ૦॥ | આઠ આના | ૦—૮—૦ |
| ૦।।। | બાર આના | ૦—૧૨—૦ |
| ૧) | એક રૂપીઓ | ૧—૦—૦ |

# પ્રકરણ ૪ થું.

## બાળાઓનું ખરૂં ઘરેણું.

૧ કાનના સુંદર એરીંગ પહેરો તેના કરતાં કાનમાં ઉતમ શિખામણ સાંભળી રાજી થાઓ, કાનમાં વાળી પહેરવા કરતાં અસત્ય શબ્દોથી કાનને વારી રાખો.

૨ નાકમાં હિરાની સળી પહેરી મલકાઓ નહિ પણ અશુભ કામથી ડરી નાકને સાંચવો.

૩ ગળામાં સુંદર હાર પહેરવા પહેલાં પતીનો પ્રેમહાર મેળવવા કોશેષ કરો.

૪ હાથમાં સોનાની બંગડીઓ પહેરવા પહેલાં શુભ કાર્યો કરી જશના કંકણુથી હાથને શોભાવો.

૫ પગમાં સુંદર કડલાં કે તોડા પહેરી રાજી ન થાઓ પણ શુભ કામમા જલદી પગ ઉપાડી પાપથી પગને અટકાવવા જ્ઞાનની જબરદસ્ત બેડી પહેરો.

૬ શરિરે કિંમતી ઓઢણી ઓઢવાની હઠ ન કરો પણ સદગુણની સાડીથી અંગ શોભાવો.

૭ કપડામાં અતરની ખુશબો નાંખી ફુલાઓ નહિ પણ સદગુણ ને શુભ કામનો પમરાટ ફેલાવો.

## કસરત.

જેમ લોઢું વાપર્યા વગર કટાય છે. તેમ આપણું શરીર કસરત વગર, નિબળ બને છે. શરિરને કસરત આપવાથી શરીરમાં તાકત વધે છે અને અવયવો જોરમંદ બને છે, જેનું શરિર બળવાન હોય છે અને જેને હમેશા કસરત કરવાની ટેવ હોય છે, તેને બીમારી જલદી લાગુ પડતી નથી. અને શરિરે તંદુરસ્તી સાથે લાંબી જીંદગી ભોગવે છે.

આળસુ અને મોજ મજાવાળી જીંદગી ભોગવનાર કરતાં મહેનતુ અને ચપળ જીંદગી ભોગવનાર બળવાન તંદુરસ્ત અને લાંબા આયુષ્યવાળા વધારે સુખી છે.

"એક તંદુરસ્તી હજાર નિયામત" મુજબ તંદુરસ્તી જાળવવા ખાતર શરિરને કસરત આપવી, ચોખ્ખી હવા લેવી, હરવું, ફરવું કામકાજ કરવું, તે સિવાય બીજી રીતે શરિરને કસરત આપવી.

તનની કેળવણી સાથે મનની કેળવણી આપવી જરૂર છે. ઉત્તમ પુસ્તકોના વાંચનથી કે અમુક વિષયનું મનન કરવાથી મનને કસરત મળે છે. અને તેથી મન જોરમંદ બને છે. મનની મજબુતાઇ થતાં આત્મિક બળ વધે છે અને તેવું બળ વધવાથી આ લોક અને પરલોકમાં શાન્તિ અનુભવે છે.



## આપણી જીંદગી.

"જીંદગી" એ અમુલ્ય વસ્તુ, દરેકને વહાલી છે. દરેક માણસ કે પશુ, પક્ષી પોતાની જીંદગી લાંબી ભોગવવા આતુર રહે છે. પણ તે અમુલ્ય જીંદગીનો લાભ તો ઘણા થોડા લે છે.

નિતીમય અને દરેકને ઉપયોગી થવાય, તેજ ખરી જીંદગી છે. બીજાને અગવડ કરે તેવી જીંદગી તેને ભાર રૂપ છે.

દરેકે પોતાના હૃદયને પુછવું જોઇએ કે મારી જીંદગીથી આ જગતને શું લાભ થયો? મારી જીંદગીથી કોને ફાયદો થયો. મારી જીંદગીથી બીજાઓને શું લાભ મળ્યો?

ઉતમ જીંદગી ભોગવનાર અન્યને લાભ કરનારા છે એટલુંજ નહિ પણ પોતાને ઘણે ઉંચે દરજ્જે લઇ જાય છે.

માણસની જીંદગી સો વરસની ગણાય છે. પણ તેટલો વખત ઘણા થોડા માણસો ભોગવે છે. ખુદાવંદતાલા જેટલો વખત દુન્યામાં રહેવા દીએ, તેટલો વખત જીંદગીનો સારો ઉપયોગ કરવો તેજ ઉતમ કાર્ય છે.

મનુષ્યની જીંદગીની એક પળ, લાખો રૂપીઆથી વધારે કીંમતી છે તેનો ઉપયોગ કરવો જોઈએ.

બાળપણ યુવાવસ્થા અને ઘડપણ એ જીંદગીના ત્રણ વિભાગ છે. બાળપણનો ઉપયોગ જ્ઞાન સંપાદન કરવા અને ભવિષ્યની જીંદગી સારી રીતે પસાર કરાય તેવી કેળવણી લેવામાં કરવો જોઇએ. તરૂણાવસ્થા પોતાના કુટુંબ કોમ અને સમાજને મદદ રૂપ થઇ પડે તેવી ગુજારવી જોઇએ, અને વૃદ્ધાવસ્થા ખુદાવંદતાલાની બંદગીમાં ગુજારવી આવી રીતે ગુજરેલી જીંદગી ખરેખરી જીંદગી ગણાય છે:—

———*———

# નિતીવચનો.

---

સંસારમાં રહેનાર સ્ત્રીઓ તથા બાળાઓને, બીજાઓના સમાગમમાં આવવું પડે, ત્યારે કેટલીક રીતભાત અને વિવેક શિખવાની ખાસ જરૂર છે.

માતા, પિતાની આજ્ઞા પાળવી, અને તેઓ કહે તે પ્રમાણે વર્તવું.

સર્વ સાથે વિવેકથી વર્તવું, અને કોઇ સાથે તોછડાઇ વાપરવી નહિ!

પોતાની દરેક વસ્તુ સાફ રાખવી.

હમેશા સાચું બોલવું. ગુન્હો થાય તો ક્ષમા માંગવી પણ જુઠું બોલી ગુન્હો છુપાવવાની કોષેશ કરવી નહી.

સારા માણસની સોબત કરવી.

કોઇને ખરાબ લાગે તેવું વર્તન કરવું નહિ.

કોઇને અપશબ્દો કહેવા નહિ, અને વડીલોની આજ્ઞા પાળવી.

પોશાક ટકાઉ, મર્યાદા જળવાય તેવો પહેરવો આછો અને ખરચાળુ પહેરવો નહિ.

ધણીની રજા શિવાય ઘરબહાર જવું નહિ.

પોતાની કે પોતાના ઘરની છાનીવાત કોઇને કહેવી નહિ.

ઘરેણા (દાગીના) અને પોશાક માટે હઠ કરવી નહિ. કરકસર કરતાં શીખવું, અને ગજા પ્રમાણે ખર્ચ રાખવો, અને ખુદાવંદ રોજી આપે તેમાં સંતોષી રહેવું.

નણંદ, ભોજાઇ, સાસુ, સસરો, દેરાણી, જેઠાણી વિગેરે સગાઓની સાથે વિવેક અને સભ્યતાથી વર્તવું અને કંકાસ કરવો નહિ પણ તેઓ રાજી રહે તેમ ચાલવું.

ઉપયોગી હુન્નર જેવા કે ભરત, ગુંથણ, રાંધવું વિગેરેનું જ્ઞાન મેળવવું.

દરેક કામ કરતાં પહેલાં ભવિષ્યનો વિચાર કરવો.

નિતીવાળા પુસ્તકો હમેશાં વાંચવા હમેશાં ખુદાવંદ-તાલાને દરેક સ્થળે હાજર જાણવા.

ઘરની દરેક ચીજ સંભાળી રાખવી.

બાળકોને મારવા નહિ, પણ મીઠા શબ્દોથી તેમની ભુલ સુધારવી.

પારકો માલ પચાવી પાડવાની ઇચ્છા રાખવી નહિ.

દરેક માણુસની સાથે ભલાઇ કરવી, કોઇનું બુરૂ કરવું નહિ.



# 'સતસંગ'

ઈસિમાઇલી બાળાઓએ હુમેશા પોતાના પાક મુરશીદના પવિત્ર કલામ પ્રમાણે વર્તવું જોઇએ. જેને માટે ફરમાવ્યું છે. જે "તજોસંગ કુસંગીઆ" "ભાઇ છોડો સંગ કુસંગીઆ" તમે ખરાબ લક્ષણવાળા માણસોની સોબત કરો નહિ. કેમકે તેની સોબતથી આપણામાં તેનામાં રહેલી બદીયો દાખલ થાય છે. "સોબત તેવી અસર" જેવી સોબત તેવીજ અસર થાય છે જેથી આપણને તરતજ કુટેવો લાગુ પડે છે. જેથી આપણે તથા આપણા કુટુંબને નામોશીમાં ગરકાવ થાવું પડે છે. માટે જેડલ" (સહીઅર) એવી પસંદ કરવી કે જેનામાં ઉત્તમ વિચાર, વિવેક અને ધાર્મીક જ્ઞાનથી વાકેફ હોય, તેવીજ છોડીની સંગત કરવી, આપણું કુટુંબ ખાનદાન હોય. અને આપણે નીચ અને હલકા કામ કરીએ, તે ઘણુંજ શરમાવનારૂં છે. માટે નીચ કામ કરવાનો ખ્યાલ કદી કરવો નહિ, સારા ખાનદાનના ઘરની વહુ દીકરીઓ સાથે સોબત કરવી, અને તેઓની સાથે હળી મળી. રહેવું, જેથી આપણી નિતી તથા ઉચ્ચાં સદગુણોની છાપ બીજાઓ ઉપર પડે.

એક ખરાબ છોડી પોતાના માબાપ, સગાવહાલાં, અને બીજા લાગતા વળગતાં વિગેરેની આબરૂનો નાશ કરી નાંખે છે. માટે છોડીઓએ તો ખાશ કરીને પોતાનામાં સદગુણો વધારે પ્રમાણમાં કેમ દાખલ થાય તેવાજ વિચાર કરવા.

હમેશાં જ્ઞાન ઇલમ વાંચવાનો વખત મુકરર કરવો, જેથી તેમાં ઉમદા રહસ્ય જે સમાએલું છે. તે રોજના મહાવરાથી હાશલ થશે, અને નઠારૂં કાર્ય કરવાની ઇચ્છા થશેજ નહિ. હમેશા ઉંચા ખ્યાલ રાખવા. નિતીના રસ્તાપર સિધું ચાલ્યા જવું, સર્વેની સાથે વિવેક સલુકાઇથી હલીમળી ચાલવું.

---

## માતા પિતાની સેવા.

બહેન રતન, આવુ મજાનું ભરત ભરતા તને કોણે શીખવ્યું?

રતન—મને તો કાંઇ આવડતું નથી૦પણ મારી માને આવડેછે.

કુલસુમ—ત્યારે તું કેમ શીખતી નથી?

રતન—જ્યારે મને આવડતું નથી, ત્યારે મારી મા છણકો કરી ઠપકો આપેછે. તેથી મને કંટાળો આવેછે.

કુલસુમ—અરે ગાંડી! એજ તારી મોટી ભુલ છે. તારા જેવડી આપણી સ્કુલની છોકરીઓ ભરત, શીવણ, અને ગુંથણ, કામ ઘણું જાણેછે, માટે તારે જેમ તારી મા કહે તેમ કરવું. જેથી સ્ત્રી ઉપયોગી હુન્નરમાં તું હુશીઆર થઇશ. માતાનું કહયું ન કરીએ તો નવું નવું કોણ શીખવે? અને જો ન શીખીએ તો મોટી ઉમરમાં દુઃખી થાઇએ, પછી તે વખતે માતા યાદ આવે.

રતન—વારૂ બ્હેન ! તારી શીખામણ ધ્યાનમાં રાખીશ.

કુલસુમ—આજના જમાનાની ખરચાલુ ફેશનમાં પૈસા ખર-ચાવવા માતાને સંતાપવી નહિ. એજ આપણી માતા પ્રત્યેની ફરજ છે.

રતન—બહેન આજની તારી અમુલ્ય શીખામણથી મારી કેટલીક ભૂલ સમજવામાં આવી છે. જેથી તારો ઉપકાર માનું છું.

કુલસુમ—બ્હેન તેમાં ઉપકાર શાનો ! તું મારી જેડલ છે. જેથી મારી ફરજ છે. વળી જેવી માતા પ્રત્યે આપણી ફરજ છે. તેના કરતા પીતાજી પ્રત્યે ઘણીજ છે. કારણ કે પીતા આખા કુટુંબનું પોષણ કરે છે. જેમ જગતનું પાલણ મૌલા કરેછે. તેમ તેની પ્રેરણા બુદ્ધીથી મા બાપ આપણું પોષણ કરેછે.

ધંધા રોજગારમાં આખો દીવસ સખ્ત મહેનત કરી, જે કાંઇ રોજી મળે તે લાવી આપણી દરેક સગવડ સાચવે છે. પીતાજી રળી લાવે તેનો કરકસરથી ખર્ચ કરીને ઘરની શોભા-માં આપણી માતા વધારો કરે છે. દુકાળ વખતે પડતા અનેક સંકટોથી માતા પીતા પોતે દુઃખ ખમીને આપણને સુખમાં રાખેછે, જેથી માતા તથા પીતાના દરેક હુકમને તાબે થવું, ને તેમની પૂર્ણ ભક્તિ ભાવથી સેવા કરવી તેમાંજ આપણું શ્રેય સમાયેલું છે.

## રાજ્ય ભક્તિ.

હાલમાં આપણા ઉપર ઈંગ્લાંડનો રાજા, અને હીંદના શહેનશાહ પાંચમાં જયોર્જ રાજય કરે છે. અને આપણે બ્રીટીશ

સલતનતના છત્ર નીચે સુખ અને શાન્તી ભોગવીએ છીએ. જેથી આપણી માયાળુ સરકાર તરફ આપણે હમેશાં વફાદાર રહેવુ જોઇએ, કારણ કે, રાજા, પ્રજાનો પીતા ગણાય છે. અને પીતા તરફ સંપુર્ણ રાજભક્ત રહેવું તે ફરજંદોની ફરજ છે.

અગાઉના જમાનામાં ઘણા શુરવીરો થઇ ગયા છે જેઓએ પોતાના દેશ અને રાજા માટે પ્રાણ અર્પણ કરેલા છે. એવા બહાદુર નર, નારીઓના નામ, દુનીઆમાં હંમેશા અમર રહેલા છે

બ્રીટીશ રાજ્યના છત્ર નીચે આપણે આપણો ધર્મ જાહેર રીતે પાળી શકીએ છીએ. અને ધાર્મીક વિચાર છુટથી જાહેરમાં ફેલાવી શકીએ છીએ, તે સિવાય રેલવે, તાર, ટેલીફોન, દવાખાના, પુસ્તકાલય, હાઇસ્કુલો, કોલેજો વિગેરે અનેક કાર્યો આપણા લાભ માટે અને આપણી સગવડો સાચવવા સારૂ તૈયાર કર્યાછે વલી રંક અને પૈસાદારને સરખો ઇન્સાફ મળે, તે માટે અદાલતો સ્થાપવામાં આવેલી છે. વિગેરે અનેક કાર્યો આપણા સુખને માટે બ્રીટીશ સલતનત તરફથી ચાલુ કરવામાં આવ્યાછે માટે તેવી માયાળુ સરકાર પ્રત્યે હંમેશા વફાદાર રહેવું તે આપણી ફરજછે.

"જુઠું"

જુઠું બોલવું એટલે એક કામ સારૂં કે અથવા નરસુ કીધું હોય અને પછી જયારે મા બાપ અથવા બીજા કોઈ પુછે ત્યારે માનવું નહી અને એમ કહેવું જે અમો કાંઈ જાણતા નથી, એમ ખોટું બોલવું. તેને જુઠું કર્યું કહેવાય છે.

જુઠા બોલા તરીકે એકવાર માણુસોમાં ગણાયા પછી તેના બોલવા પર કોઈ વિશ્વાસ કરતું નથી, જેથી તેની પતીજ ઓછી થાય છે. માટે મરતા સુધી જુઠું બોલવું નહિ. તેમાં બાળાઓ અને સ્ત્રીઓએતો વધારે ધ્યાન આપવું જોઇએ. અને જુઠા બોલવાના જેવું શરમ ભરેલુ બીજું કાંઈ નથી. જેને અસત્ય બોલવાની ટેવ પડી જાય, તેનામાં નીચલા દુર્ગંણો હોય છે. જેવા કે, ચોરી કરવી, છળ કપટ, દગાબાજી, હરામખોરી વિગેરે જોવામાં આવે છે. આ દુર્ગંણો માણુસની આબરૂ ઓછી કરે છે.

જુઠું બોલનારમાં ખોટા કસમ ખાવાની આદત હોય છે. ચાલુ જમાનામાં હાલતા ચાલતા ઇમાનના સોગન ખાવાની ટેવ પ્રચલિત છે. તેમાં નાના બાળકમાં તો એ બુરી ટેવ ઘણીજ જોવામાં આવે છે. તેથી કેટલી ખરાબી થાય છે. તેનો વિચાર કરતાં કંપારી છુટે છે. જે ઇમાન મેળવવાને માટે રાત દીવશ જીવતોડ કોશેશ કરીએ છીએ, અને રોજ ખુદા પાસે દુઆ માંગીએ છીએ કે, સાહેબ અમારૂં ઇમાન સાબીત રાખ, તેજ ઇમાનને જુઠી રીતે સોગનમાં વાપરી તેની કીમત કેટલી ઉતારી પાડીએ છીએ. તે શું આપણી ઇસમાઇલી બહેનો અને બચ્ચાંઓ ને ઘણું શરમાવનારૂ નથી? ભલે જીવ જાય તો પણુ સાચા કે જૂઠા ઇમાનના અથવા તો કોઈ પણુ જાતના સોગન ખાવા નહિ, કરેલો ગુન્હો છુપાવવો નહિ, પણુ જાહેર કરવો, કારણુ કે કદાચ તમો માણુસથી ગુન્હો છુપાવો, પણુ તે સૃષ્ટી સરજનહાર તો દરેક તમારા છુપા કામ જૂએ છે. અને તે તો જુઠું બોલનાર, અને ખોટા કામ કરનારને શિક્ષા કરે છે.

દુનિઆમાં આપણા સગા, સહીઅરો મા પણ આપણે જો જૂઠું બોલનાર તરીકે પંકાઇ ગએલા હોઇએ, તો પછી તે લોકો બીલકુલ વિશવાશ કરતા નથી, માટે બીલકુલ જૂઠું બોલવું નહિ. મશ્કરીમાં પણ જૂઠું બોલવું નહિ, અને જૂઠા કામને તજી દેવાને ખુદાવંદતાલાથી ડરતા રહેવું, અને સાચા કામ કરવા, સાચું બોલવું, જેથી ખુદાવન્દ રાજીરહેછે.

---

## "સત્ય, સાચું"

**સત્ય**—એટલે જે કામ કરવું તે સારૂં અથવા નરસુ થયું હોય પણ જેમ બન્યું હોય તેવીજ સાચી સ્થિતીમાં બીજાઓને કહેવું તેનું નામ સત્ય કહેવાય છે.

સાચું બોલનાર બાળા અને સ્ત્રીઓના ઉપર સરવેનો ચાહા વધારે હોય છે. સગાવહાલાં, સહીઅરો અને મહેતાજી તેમને જોઇ, ખુશી થાય છે. જ્યારે તેઓ ઉમરમાં મોટા થાય છે. ત્યારે પણ મોટી-સોસાઇટીમાં આબરૂં વધે છે. અને તેને માટે પુછતાં બીજા માણસો સારો અભીપ્રાય આપે છે. માટે સાચું બોલવાની ટેવ રાખવી અને અસત્યના રસ્તા ઉપર કદી જવું નહિ, એક અસત્યપણાથી વર્તનાર સ્ત્રીનો દાખલો નીચે પ્રમાણે છે.

એક વખત હું મારા બાપા સાથે કોર્ટમાં ગઇ હતી, ત્યાં ન્યાયાધિશ સાહેબ બેઠા હતાં, અને ઘણા માણસૌ ત્યાં આ સ્ત્રીનો કેશ સાંભળવા આવેલા હતાં, તેટલામાં એક બધવા (કેદી) સ્ત્રીને હાથ, પગમાં બેડી નાંખેલી પોલીશે ન્યાયાધિશની પાસે પાંજરામાં ઉભીકરી, તે વખતે

મેં મારા પીતાને પુછયું કે બાપુ આ સ્ત્રીએ શું કીધું છે ? મારાબાપાબોલ્યા. કે તેણે ભોળી સ્ત્રીઓ અને સારાખાનદાનની વહુ દીકરીઓ. વિગેરેને અસત્યના રસ્તામાં ઉતારી ફસાવી છે. વળી ઘરમાં ચોરીઓ કરાવી. માલના પૈસા પોતે લઇને ખાઇ ગઇ છે. પણ અંતે સત્યનો જય થતાં તેનું ભોપાળુ ફુટી ગયું, અને જાણમાં આવતા પોલીસ તરફથી પકડવામાં આવી છે.

ન્યાયાધીશ સાહેબે તે સ્ત્રીને જુદા જુદા સવાલો પૂછયા, જે અંગરેજીમાં હતા. હું સમજી નહિ, પણ મારા બાપાએ કહ્યું કે, ઘણી આબરૂદાર સ્ત્રીઓ ને ફોસલાવી, ઘણાજ ખરાબ કામ કરેલા છે. ને કોર્ટની પાસે કબુલ કર્યા છે. જેથી ગુન્હો સાબીત થયો છે. ન્યાયધીશ સાહેબે, તેને સખ્ત મજુરી સાથે બે વરશની કેદની સજા કરી છે.

જુઓ બેન, અસત્ય ચાલવાથી કેટલી સ્ત્રી જાતની હલકી થઈ છે. માટે તે કામ કોઇ દીવસ કરવું નહી, તેના કરતા મોત સારૂં. આપણે સ્ત્રી જાતીતો રાંધેલા અનાજ જેવા છીએ, જેમ અનાજ ઉતરી જાય છે અને તેની કીમત કાંઇ રહેતી નથી. તેમજ જે સ્ત્રી સચ્ચાઇના રસ્તાથી નીકળી ગઇ અને તેની ચરચા થઇ. તો તેની કીમત એક કોડીની રહેતી નથી અને સૌ તેના શામું શકની નજરથી જુએ છે. માટે કદી જુઠા કામ કરવા નહી, અને સચ્ચાઇને વળગી રહેવું. જેથી દીન અને દુનિઆ બંનેમાં સુખી થવાય છે, જેથી મરણ પછી પણ જીવની ગતિ સારી થાય છે.

## સ્વકોમ પ્રત્યે ફરજ.

જે કોમમાં આપણો જન્મ થયો હોય તે સ્વકોમ કહેવાય છે. વળી આપણા સારા અથવા માઠા સંસારીક વ્યવહાર પ્રસંગે અને બીજી કોમીક બાબતોમાં તેઓ વધારે સહવાસમાં આવે છે. જેથી સ્વકોમનું ભલું કરવાની કોમના દરેક સભાસદની ફરજ છે. જેવીકે ગરીબાઇ દુર કરવાના ઉપાયો યોજવા, બીજી કોમના જુલમથી બચાવવા, પૈસાની મદદ કરવી, હુન્નર ઉદ્યોગના ખાતા સ્થાપી, બેકાર હોય તેને કામે લગાડવા, કોમના બચ્ચાંઓ માટે સ્કુલો, બોર્ડિંગ હાઉસ અને અનાથાશ્રમ વીગેરે ખાતાઓ સ્થાપવા તે કોમના ધનવાનો તથા અગ્રેસરોની ફરજ છે.

આપણી આબાદાની આપણી કોમની આબાદાનીમાં સમાએલી છે. પરદેશમાં ધંધા રોજગારના ખાતાઓ સ્થાપી ગરીબ વર્ગને ત્યાં મોકલી સુખના સાધનો કરી આપવા.

આપણા સગા સબંધીઓને મદદ કરવી, અને કોમીક ભાઇઓ સાથે ભાઇચારો રાખવો, અને તેમને સંકટ સમયે પોતાની શકિત મુજબ મદદ કરવી જોઇએ.

કોમની સેવા બજાવવામાં બેદરકારી રાખીશું તો આપણને ઘણું નુકશાન થવા સંભવ છે, કારણ કે અન્ય કોમો આગળ વધેછે. અને તેની સાથે કોમને આગળ વધારવાના સાધન જો નહી ઉત્પન કરીયે તો પાછળ રહી જશું.

પોતાની કોમનું અને સ્વદેશનું ભલું કરવું તેજ દરેક કોમીક બંધુની મુખ્ય ફરજ છે.

# ઇલમ વિષે કવિતા.

ઇલ્મ ખરૂં અજવાળું રે !

શીખો બ્હેની—ઇલ્મ ખરૂં અજવાળું.

ઇલ્મ ખરૂં કન્યાનું ઝેવર !
ઇલ્મ અજાયબ છે કરીયાવર !
ઇલ્મથી લાગે મુખ રૂપાળું રે—શીખો બ્હેની.

ભણેલી કન્યા આંગણે ઓપે !
ભણેલી કોઇની આણ ન લોપે !
ભણેલી ખોલે ગુંચવણ તાળું તાળું રે—શીખો બ્હેની.

અભણ દીકરી મન અંધારૂં !
રાંધણું, શીવણું, સુઝે ન સારૂં.
કદી મટે ન મ્હોં ઓશીઆળું રે—શીખો બ્હેની.

ઇલ્મ પારસમણી ગુણ ધરાવે !
લોખંડ દીલને સોનું બનાવે !
વરતેજી ઇલ્મથી ખુદાતાલાને નિહાળું રે—શીખો બ્હેની.



# દ્વિતીય ખંડ.

## પ્રકરણ ૧ લું.

" પત્રો કેમ લખવા, તથા કેવી વ્યવસ્થા કરવી. "

## પોસ્ટખાતાની કેટલીક હકીકત.

કાગળ પત્રો વિગેરેનો દર સ્થાનિક હિન્દુસ્તાન, બરમા, સીલોન, એડન, તથા પોર્ટુગીઝ સંસ્થાનોમાં નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| એકવડીઉં પોસ્ટકાર્ડ | ૦-૦-૩ |
| જવાબ સાથે | ૦-૦-૬ |
| કાગળ-એક તોલા સુધી | ૦-૦-૬ |
| એક તોલાથી વધુ દશ તોલા સુધી | ૦-૧-૦ |
| દશથી દર દશ તોલે વધુ | ૦-૧-૦ |
| વર્તમાન પત્રો, નમુના, ચોપડીઓ, અનરજીસ્ટર કરેલી વિગેરેનો દશ તોલા સુધી | ૦-૦-૬ |
| દશ તોલા ઉપર અથવા તેની અંદરના ભાગ માટે વધુ | ૦-૦-૬ |
| રજીસ્ટર કરેલા વર્તમાન પત્ર આઠ તોલા સુધી | ૦-૦-૩ |
| આઠ તોલાથી ચાલીશ તોલા સુધી | ૦-૦-૬ |
| તેનાથી વધારે ચાલીશ તોલા દીઠ | ૦-૦-૬ |

## રજીસ્ટર નહિ કરેલા પારસલો.

| | |
|---|---|
| ચાલીશ તોલા સુધી | ૦-૨-૦ |
| ચાલીશ તોલાથી ૮૦ તોલા સુધી | ૦-૪-૦ |

## રજીસ્ટર કરાવેલા પારસલો.

૪૪૦ તોલા અથવા તેથી ઓછા વજનમાં

| | |
|---|---|
| કોઇ પારસલને રજીસ્ટર કરાવવાના | ૦–૨–૦ |
| તેથી વધારે ઉપરાંત ૪૮૦ તોલા સુધી | ૦–૩–૦ |
| લેનાર ધણીની સહી મંગાવવા માટે | ૦–૧–૦ |

## નાણું મોકલવા બાબત.

| | | |
|---|---|---|
| પાંચ રૂપીઆના મનીઓરડર સુધી | | ૦–૧–૦ |
| દશ રૂપીઆ | ,, | ૦–૨–૦ |
| પંદર રૂપીઆ | ,, | ૦–૩–૦ |
| પંદરથી પચીશ | ,, | ૦–૪–૦ |
| સો રૂપીઆ | ,, | ૧–૦–૦ |

## કાગળ લખવાની રીત.

### ( બાપનો દીકરી ઉપર કાગળ )

મુંબઇ, તા. ૨૭–૧–૧૮.

ફરજંદ ફુલસુમબાઇને મૌલા સુખી સુવાગી રાખે ઇમાનની સલામતી બક્ષે. જોગ શ્રી કરાંચી.

જત લખવાનું કે તમારો કાગળ ઘણા દીવસ થયા નથી તો લખશો. હું અતરે ખુશીમજામાં છું તમારા તરફના સમાચાર હરવખત લખતા રહેજો. જેથી મને તમારી તરફના ફીકર થાય નહિં. ગુલામહુશેનને બહાર રઝળવા દેશો નહિ ને ત્યા આપણી ઇશમાઇલી નિશાળમાં સમજાવીને શિખવા મોકલજો. તમો બને ભાઇ બેન તમારી માતાજીના કહ્યા

મુજબ વતજો, તમે અહીં જેમ દરરોજ બંદગી વખતે જમાતખા જતા હતા તેવીજ રીતે ત્યાં પણ જશો.

તમારી માતાજીની આજ્ઞામાં રહેજો. તમે ડાહ્યા છો એથી વધ લખવાની જરૂર નથી. હું થોડા રોજમાં તમારી તરફ આવીશ, પણ દરમ્યાન વળતા કાગળનો જવાબ આપતા રહેજો હાલ એજ.

**લી૰ તમારો દુવાગીર પીતા હુશેનભાઇ માહમદ**

યાઅલી વાંચજો.

## ( દીકરી તરફથી બાપને જવાબ )

કરાંચી, તા. ૧૦-૨-૧૮.

નેકનામ,

પીતાજી હુશેનભાઇ માહમદને શાહ પીર સુખી રાખે કમાણી બરકત આપે. જોગ શ્રી મુંબઇ,

જત લખવા અરજ એ છે જે તમારો કાગળ પહોંચ્યો વાં ઘણા ખુશી થયા છીએ. અને માલા પાસે દુઆ માંગીએ છી જે આપ જેવા પીતાજીનું છત્ર અમારા ઉપર કાયમ રાખે. ભાઇ ગુલ મહુશેન નિશાળે હંમેશા જાય છે. ત્યાં ધાર્મિક અભ્યાસમાં સાંજી દુ પુરી કરી છે. અને પરિક્ષા તરીકે સાંજે જમાતમાં દુઆ પડાવી હ જેથી ઘણા માણસો તેના વખાણ કરતા હતા. અમે સાંજે મારી માતા સાથે જમાતખાને દુઆ પડવા જઇએ છીએ.

મારી પાસે કેટલીક છોડીઓ ટોપીઓની છક ભરવાનું શીખ આવે છે શાથે પટી ભરવા લાવે છે. જેઓ દરેકને હું બનતી કોશેષ

શીખડાવું છું. વળી બીજી બે ચાર છોડીઓ ઝબ્બર, પેરણ, પોલકા વીગેરે શીખેછે, તે શિવાય ઘરનું કામકાજ મારી માતાજી કહેછે તે પ્રમાણે કરૂં છું, માટે ઘરની ફીકર રાખશો નહિ એજ અરજ.

લી૦ તમારી આજ્ઞાકિંત દીકરી કુસુમના
યાઅલી વાંચશોજી.

## ( મોટી બ્હેને નાની બ્હેનને લખેલો કાગળ )

મુંબઇ તા૦ ૨૩-૧-૧૮.

વ્હાલી બ્હેન ફાતમાને શાહ પીર સુખી વ શુહાગી રાખી ઇમાનદી દારનશીબ કરે. • જોગ શ્રી અમદાવાદ,

જત તમારો કાગળ ઘણા દિવસ થયા નથી જેથી ત્યાંની ખુશી ખબરના કાગળ લખતી રહેજે.!

અહીં ફરજંદ હુશેનની તબીયત બરાબર હતી નહીં. પણ હવે દવા લેવાથી આરામ છે. તો માતાજીને કહેજો જેથી તેઓ ઉચાટ કરે નહિ.

વ્હાલી બહેન મારે કેટલીક સુચનાઓ લખવી છે. તે વાંચી ધ્યાન દઇ તે પ્રમાણે વર્તશો તો ભવિષ્યની જીંદગી ફળદાયક થશે.

બ્હેન ફાતમા તારે પણ એક દિવસ સાસરે જવું પડશે, ત્યાં આપણા માબાપના ઘર કારભારથી જુદોજ કારભાર ચાલતો હશે. જેથી તને મુઝવણ થશે. માટે તારે ગૃહકાર્ય શિખવાની જરૂર છે. સ્ત્રીઓએ ઘણી ફરજો બજાવવાની છે. તેમાં મુખ્ય ફરજ રાંધણકળા ( એટલે અનાજ પકાવવાની રીત ) આવડવી જોઇએ. ઘર સંપત પ્રમાણે સાદો ખોરાક શાક, રોટલી, ખીચડી, શીરો, કંસાર વિગેરે પદાર્થો બરાબર બનાવતા આવડવા જોઇએ.

બાજુ ઘરની સંભાળ એટલે રાચ, રચીલું ગાડલા, ગોદડા, પહેર-વાના કપડા દરેક સાફ અને સુઘડતાઈ વાળા હોવા જોઇએ. તથા જ્યારે ખપ પડે કે તરત મલવા જોઇએ. ગૃહકાર્યની ઉત્તમ આવડતની કુદરતી બક્ષીસ આપણી માતાજીને મળેલી છે. તો તેનો ઉપયોગ તારે બરોબર લેવો.

જો તારામાં આવડત થોડી હશે. તો તારા સાસરીઆમાં આપણી માતાજીનો વાંક નીકળશે. જેથી આપણા અપલક્ષણે માતા વગોવાય તો તેની દીકરીને કેટલું શરમ ભરેલું કહેવાય. તે તારે મનથી વીચારી લેવું. તે ઉપરાંત કપડા ફાટે તુટે તો તે સાંધતાં આવડવું જોઇએ. જેથી આ સર્વ સ્ત્રીપયોગી હુન્નર પર પુરતું ધ્યાન આપજે હાલ તો એજ.

**લી૦ તારી હિતેચ્છુ બ્હેન સકીનાના**

**યાઅલી વાંચજે.**

## ( નાની બ્હેને મોટી બ્હેનને લખેલો જવાબ )

અમદાવાદ, તા. ૨૭-૧-૧૮.

નેકનામ મોટી બ્હેન સકીનાબાઇને મૌલા ઇમાન દીદાર નશીબ કરે અને સર્વને તંદુરસ્તી બક્ષે.

જોગ શ્રી મુંબઇ.

જત તમારા કાગળના જવાબમાં લખવાનું કે મારી જીંદગીમાં ઉપયોગી થઇ પડે તેવી ઉત્તમ શીખામણ લખી મોકલી. તેથી તમારો ઉ-પકાર માનું છું. હું આટલા દિવસ કાંઇ પણ નહિ સમજતાં ખાવું, પીવુ, રમવું, કુદવું, શાળામાં જવાય તો જવું, નહીંતો રમતમાં ટાઇમ ગુમાવ-વો, એવી રીતે દીવસ ચાલ્યા જતા હતા. પણ બ્હેન તમોએ મને ચેત-

વણી આપી તે ઠીક કર્યું. મેં તમારો કાગળ શાળાના મોટા બાઇજીને વંચાવ્યો જેથી તેઓએ મને કેટલીક સુચનાઓ કરી અને ગૃહ કાર્યના સ્ત્રી ઉપયોગી હુન્નરો શિખડાવવાનું માથે લીધું છે.

વળી ઘરમાં રાંધવાનું આપણી માતાજી શિખવે, તો હું શિખતી નહિ. પણ હવે જરૂર તમારા કહ્યા પ્રમાણે ધ્યાન દઇ શીખીશ. ને માતાજીને કંટાલો નહિ આપું. તે ચોકસ સમજજો.

બ્હેન! તમો મારા ઉચાટ ઘણા કરોછો. જેથી તમારો ઉપકાર કયા શબ્દોમાં માનવો તે હું સમજી શકતી નથી.

અહીંઆ માતાજી, પીતાજી, તથા ભાઇ બ્હેનો સર્વે ખુશીમાં છે.

ભાઇ હુશેનની તબીયતના સારા સમાચાર સાંભળી સર્વે ઘરમાં ખુશી થયા છે. ને પીતાજી કહેતા હતા કે, બ્હેનને થોડા રોજ પછી આપણે આહીં તેડાવશું. તો જરૂર તે વખતે તમે આવજો. કે જેથી તમને ખબર પડે કે હું તમારા લખ્યા પ્રમાણે ચાલું છું કે કેમ! એજ.

લી० દુઆગીર બ્હેન ફાતમાના યાઅલી.

## ( માતાએ દીકરી ઉપર લખેલો કાગળ. )

મુંબઇ, તા. ૭-૧-૧૮.

વ્હાલી દીકરી જેનાને મૌલા શુખી શુહાગી રાખે, અને ઇમાન દીદાર નશીબ કરે.

જોગ શ્રી નાગપુર,

જત તને અહીંથી ગયા એ ત્રણ માસ થવા આવ્યા છે. પણ તારા હાથનો એકે પત્ર નથી જેથી મને ઉચાટ થાય છે.

બેટા ! ડાહી દીકરી તેજ કહેવાય કે સાસરીઆમાં સૌ સાથે હળી મળી ચાલે. અને દરેકનું માન રાખી તેમના કહ્યા પ્રમાણે વર્તે તોજ ભવિષ્યમાં સુખી થવાય છે.

બેટા ! તું મુંબઇની સુધરેલી ઢબમાં ઉછરેલી છે. જેથી તારા સાસરીયા સાથે તોછડાઇથી વર્તીશ નહિ. કેમકે ત્યાંના રીતરીવાજ દેશી રૂઢી પ્રમાણે છે. જેથી તારી કેટલીક આદત તેઓને પસંદ આવશે નહિ જેથી તારે પણ તેઓના જેવા આચાર વિચાર રાખવાની જરૂર છે. આંહીનું ગમે તેટલું સુખ હોય તો પણ કાંઇ કામનું નથી. કારણ કે તારે તારી જીંદગી તારા સાસરીઆમાં પુરી કરવાની છે. અહીંના પૈસાની રેલ છેલ અથવા મોટાઇપણું જરા પણ ત્યાં બતાવીશ નહિ. નહિતો જરૂર તારા વગોણા થાશે. અને સૌ તને મગરૂર કહેશે. માટે તારા સાસુ, સસરા, નણંદ, દેરાણી, જેઠાણી, વિગેરે સાથે વિનયથી વર્તીશ તો તારા વખાણ થાશે. જેથી અમારી પણ આબરૂ વધશે. નહિ તો અમો પણ તારી સાથે વગોવાશું. માટે મારા લખવા ઉપર ધ્યાન આપજે.

ઘરનો કારભાર કેમ ચલાવવો, તથા રાંધવાનો હુન્નર, સિવણ કામ વિગેરે સ્ત્રી ઉપયોગી કાર્યો મારાથી જેટલા બને તેટલા શીખડાવ્યાછે તે કાર્યોનો સારો ઉપયોગ કરજે.

આપણી ઇસમાઇલી દીન બ્હેનો અને બાળાઓને તારો ફુરસદનો વખત તેમને નવા નવા હુન્નર શીખડાવવામાં ગાળશે તો તાહરી વાહ ! વાહ ! થાશે. તું જાણેછે જે દેશમાં કેળવણીના અભાવે અજ્ઞાનતા ઘણી હોય છે. જેથી રાંધવું, ભરત, ગુંથણ, શીવણ, વિગેરે દરેક કામ શિખડાવજે જેથી તારા ઉપર સૌને પ્રેમ વધશે એજ અહીં સૌ ખુશીમાં છે. લી. તારૂ ભલુ ઇચ્છનાર

તારી માતાઇ જીન્નતના યાઅલી વાંચશોજી.

# ( દીકરીનો મા ઉપર કાગળ. )

નાગલપુર, તા. ૧૪-૧-૧૮.

વ્હાલા માતાજી શીજ્જાબાઇને શાહપીર સુખી સુવાગીર રાખે તથા ઇમાન દીદાર નશીબ કરે.

જોગ શ્રી મુંબઇ.

જત તમારો પ્રેમથી ભરેલો પત્ર વાંચી ઘણીજ ખુશી થઇ છું. મારે સાસરીઆમાં કેમ વર્તવું તે વિષે તમોએ ઉત્તમ શિખામણ લખી તે પ્રમાણે ચાલવાની દરેક કોશેષ કરૂછું. પણ માજી મને ઘડીકનું સુખ નથી. હાલતાં ચાલતાં તેઓ મોઢા માંથીજ તે તો પૈસાદારની દીકરી છે, તેવા શબ્દો ચાલુ બોલ્યા કરે છે. પણ હું સબુરી રાખી તેનો ઉતર બીલકુલ આપતી નથી. મારાથી અહીંના રીવાજ પ્રમાણે કામ કાજ થઇ શકતું નથી. તોપણ કામ ખેંચીને કરૂં છું છતાં તેઓના મનને કાંઇ નથી. મારા સસરા મારા પ્રત્યે ઘણા માયાળુ છે. સાસુનું હેત છે પણ નણંદ અને જેઠાણી મારી અદેખાઇ કરે છે, જો હું સારા કપડાં, દાગીના, પહેરૂં કે તરત મારી ખોડ ખાંપણ કાઢવા મંડશે. જેથી બનતા સુધી તો મારા કપડા તથા દાગીના ઘરના બીજાઓને પહેરવા આપું છું.

માતાજી! તેઓ જેમાં ખુશી રહે તેવા દરેક ઉપાય કરૂં છું માટે મારા ઉચાટ કરશો નહિ. મને તમોએ જે ઉંચા પ્રકારની કેળવણી આપી છે, તેનો ગેર ઉપયોગ નહિ કરૂં, મને ખાતરી છે કે જેમ દીવસ જતા જશે તેમ તેમ સર્વ નો મારા ઉપર ચાહ વધશે. ફુરસદના વખમાં આંહીની બાળાઓ તથા બીજી કન્યાઓને સ્ત્રી ઉપયોગી હુન્નરનું શિક્ષણ આપું છું. એજ સર્વેને યા અલી કહેજોજી.

લા૦ ફરજંદ જેનાના યા અલી વાંચજો.

## ( વરનો ધણીઆણી ઉપર કાગળ ).

કોલંબો તા૦ ૨૦-૩-૧૮.

મારી વ્હાલી "સકીના"

જોગ શ્રી જામનગર

શ્રી કોલંબોથી લા: તને હરઘડી યાદ કરનાર ફાજલના યાઅલી વાંચશો. જત મને અંહી આવ્યા લગભગ બે ત્રણ માસ થયા તો પણ હજી તારા તરફનો કોઇ કાગળ મળ્યો નથી.

મારી તબીયત આંહી સારી છે, મારા શેઠીઆઓ માયાળુ છે. મારાં કોઇ જાતના ઉચાટ કરશો નહિ. તમારા સારૂં ખરચી મોકલવામાં આવશે, તો તેનો ઉપયોગ કરકસરથી કરજો. બચ્ચાંઓને રોવરાવવા નહિ, તેમ તેઓને બહુ મોઢે ચડાવવા નહિ, રોજ નિશાળે મોકલતા રહેવું, દીકરીઓને પણ કન્યાશાળામાં મોકલજો. જેટલું જ્ઞાન નાનપણથી બચ્ચાંઓ લેશે તેટલું વધારે ફાયદાકારક થશે, માટે નિશાળે ન જાય તેવું કોઇ દીવશ બને નહિ તે ધ્યાનમાં રાખજો. નિશાળે જાય ત્યારે તેઓને કપડાં આપણા ગજા પ્રમાણે પહેરાવવા પણ તે સફાઇદાર અને ધોયેલા હોવા જોઇએ. ગંદા કપડા બીલકુલ પેહરાવશો નહિ, ખાવા પીવામાં પણ ધ્યાન આપવુ. તો તંદુરસ્તી સારી રહેશે.

મારા માતાજી તથા બહેનની તબીયત જાળવવી તે તારી ફરજ છે. તેઓ કદાચ ગુસ્સા કરે તો પણ તારે સહન કરવું, કેમકે નાનપણમાં મારા ઉપર તેઓના ઘણા ઉપકાર થયેલા છે, તેનો બદલો આપણાથી વળી શકે તેમ નથી. તો તારે તેઓ રાજી રહે તેમ વરતવું.

તમો તથા બચ્ચાંઓ સાંજે દુઆ પડવા જમાતખાને રોજ જજો. તેમાં જરા પણ આળસ કરશો નહિ, તમારી આળસ જો બચ્ચાંઓમાં દાખલ થઈ તો તેઓ મોટપણે આળશુ રહેવાના અને દુઆ વખતે જવાની ટેવ નહિ રહેવાની.

હાલમાં તારા પીતાજી તથા ભાઇનો કાગળ હતો તેઓ સર્વે ખુશીમાં છે. સર્વે બચ્ચાઓને શકર દેજો ને માતાજીને પાય લાગણ કહેજો, હાલ તો એજ અરજ.

લા૦ સદાનો તારો
"ફાજલ" ના યા અલી.

## વહુ (વણીઆણી) તરફથી વરને કાગળ.

જામનગર તા૦ ૩૦–૩–૧૯.
મારા પ્રિયતમ, જોગ શ્રી કોલંબો.

શ્રી જામનગરથી લા: આપની વિયોગી દાસી સકીનાના યા અલી મદદ વાંચશો. જત તમારો કાગળ પહોંચ્યો વાંચી બીના જાણી. મારાથી કાગળ લખાણો નહિ, તેનુ કારણ કે નાના બચ્ચાંઓ તેમાં કોઇ સાજું માદુ હોય તેની માવજત કરવી વળી ઘરનો કારભાર પણ ચલવવો જેથી ફુરસદ નહોવાથી લખાણો નહી તો ક્ષમા કરશોજી.

આપની નોકરી બાબતનું લખ્યું જે તમારા શેઠીયા સારા છે તો આપણા ઉપર હાજર ઇમામની કૃપા સમ્પૂર્ણ છે. તમો અમારી તરફના કાંઇ ઉચાટ કરશો નહિ, ને જયારે યોગ લાગે તારે ખરચી મોકલાવશો, તેનો ઉપયોગ કરકસરથી કરીશ તે સેજ જાણુવા લખ્યું છે.

માતાજી ત્થા કુલસુમ બાઇની તબીયત પ્રમાણે ચાલીએ છીએ, તોપણ સંસાર રૂપી સમુદ્રમાં વાતા વરણનું જોર ઘણું છે. તમારા લખવા મુજબ શાંતીથી તેઓના કડવા બોલો સહન કરૂં છું ને જેમ બને તેમ બીજાની

જાણુમાં વાત આવવા દેતી નથી તેઓ ખુશી થાય તે પ્રમાણે ચાલુ છું.

બચ્ચાંઓ હમેશા સ્કુલમાં જાય છે, તથા ત્યાં કેળવણી પણ સારી લે છે તેમ માસ્તરને પુછતાં માલમ પડે છે, તેઓને ચોપડીઓ તથા સ્કુલ ફી વખતો વખત ટાઇમસર આપાતુ છું.

મારા પીતાજી તથા ભાઇ સર્વે સુખમાં છે, તે સાંભળી હું ખુશી થઇ છું. અને આપણા સગા વ્હાલાં સર્વ ખુશીમાં છે. અને બાકી સંર્વ ખુશીમાં છે. તમારી ખયરતના દર અઠવાડીએ પત્ર લખતા રહેજો. હાલતો એજ અર્જ, બાકી વીગતકુશલ.

લા૦ આપના ચરણા વિન્દની સદાની દાસી,

"સકીના" ના યા અલી વાંચશો.

## કેળવણીથી થતા ફાયદા.

કેળવણી એટલે તન, મનથી વ્યવહારિક અને ધાર્મીક ઇલ્મ હાશલ કરવું જેથી અજ્ઞાનતાનો નાશ થાય, અને જ્ઞાન પ્રકાશ હૃધ્યમાં પડે. બાળાઓએ તેરથી ચૌદ વર્ષ શુધીમાં જેટલી કેળવણી લેવાય તેટલી લેવી જોઇએ.

નાનપણમાં ગૃહકાર્ય અને બાળાઓનું શિક્ષણ માતા પાસેથી ગહણુ કરવું ને ઉધોગ હુનર અને કરકસર વિગેરે ઇત્યાદિ ગુણોની બાળામાં આવડ નહોય તો ઘરની અવદશા થાય છે. કારણ કે જેવી રીતે રાજાના રાજયનો કારભાર ડાહ્યા વજીર વગર ચાલતો નથી તેમજ ઘરનો કારભાર ડાહી અને ચતુર ધણીઆણી વગર ગૃહકાર્યમાં અંધેર થાયછે માટે બાળાઓએ કેળવણી લેવાની ફરજ છે.

ધણી પૈસા પેદા કરી લાવી પોતાની ધણીઆણીને આપે છે. પણ

જો ધણીઆણી ભોથડ હોયતો ગૃહ અવસ્થામાં પૈસાનો ઘણોજ બગાડ થાય છે. માટે દરેક બાળાઓએ નાનપણથી આ ઉપયોગી જ્ઞાન સંપાદન કરવું જોઇએ તેથી ઉતમ ગ્રહણી થઇ શકાશે.

બાળાની ઉમર આશરે છ વરશની થાય કે તેને સ્કુલમાં કેળવણી લેવા મોકલવી જોઇએ, અને તેર વર્ષની થાય, તેટલા વખતમાં છઠું ધોરણ પસાર કરે તો તે પુરી કેળવણી મેળવેલી ગણાય છે

દરેક માતાએ નાનપણમાંજ પોતાની દીકરીને ભરત ગુંથણ શિવણ અને રાંધણકળા વગેરે શિખવવાની કાળજી રાખવી, કે જયારે સાસરે જાય ત્યારે પોતાના ધણીની આવક થોડી હોય, તો પોતે પણ, હુન્નર ઉધોગથી ધન પ્રાપ્ત કરી શકે. જેથી ઘરના ખર્ચનો બોજો સહેલાઇથી ઉપાડી શકાય છે. વળી આંક હિશાબ લેખાં શીખવાથી પોતાના ઘર ખરચનો હિસાબ રાખી શકાય છે.

તેથી ઉલટું અભણ બાળા પોતાના ધણીને દરેક જાતની અગવડ ઉભી કરી દુઃખમાં નાંખે છે. માટે દરેક બાળાઓએ પોતાના બચપણના વખતમાં વિધા હુનર શિખવાની કાળજી રાખવી.

જ્ઞાની માતા સારા મહેતાજીનો અર્થ સારે છે. યુરોપ, અમેરીકામાં પણ ગૃહ શિક્ષણ વિધા વૃદ્ધિ તથા દેશોન્નતિ કરવામાં મુખ્ય ગણાય છે.

જે જે મહા પુરૂષો થઇ ગયા છે, તે તેઓને તેમની માતા તરફથી ઉતમ કેળવણી મલવાથીજ જાહેર પુરૂષોમાં તેમની ગણતરી થઇ છે.

## પ્રાકરણ ૨જું.

# સીવણ કામ.

જેના—માસીબા આજે તો હું મીજલશમાં નહી આવી શકું કારણકે મારી પછેડીને કાપ પડયો છે.

માસીબા—કેવી રીતે કાપ પડયો. ?

જેના—નિશાળમાં બાંકડા ઉપર ઉપસેલા ખીલાથી જરા ફાંકુ પડ્યુ હતું. તેમાં ચાલતાં કમાડની પટીમાં ભરાવાથી મોટો કાપ પડયો. જુઓ ! !

માસીબા—અરે ! આને તો મોટું થીગડું આવે એમ છે. પહેલેથી તેં કેમ સાંધી લીધું નહિ ?

જેના—માસીબા મને સીવતા આવડતું નથી. મોટી બ્હેનને આવડે છે પણ મેં તેમને કહ્યું નહિ. ને આળસમાં સાંધવાનું રહી ગયું.

માસીબા—બેટા ! કોઈ પણ બાબતમાં આળશ કરવી નહિ. જો તેં આળશ કરી, તો તને પસ્તાવું પડે છે. માટે પોતાને શીવતા આવડતુ હોય તો બીજા કોઇની ઓશીઆળ કરવી પડે નહિ.

જેના—માસીબા ! શીવણ કામ શીખવામાં ઘણી માથાકુટ છે. મારી મા અને બ્હેન હમેશા કહેછે. પણ હું ધ્યાન આપતી નથી. પણ જો હું શીખી હોત તો અત્યારે કેવું કામ આવત !

માસીબા—બેટા ! સ્ત્રી જાતને કેટલાએક હુન્નર ખાસ જાણવા જો.

ઇએ, પણ તેમાં શીવવાનો હુન્નર ઘણો ઉપયોગી છે, માટે તારા જેવડી છોકરીઓને શીવતા જરૂર આવડવું જોઇએ.

જેના—હા! હા! માસીબા હવે મને શીખવાનું બહુ મન થાયછે. તમો મને શીખડાવશો?

માસીબા—હા બેટા! હું તને જરૂર શીખડાવીશ. લાવ આજે આપણે ચાલુ કરીએ. જા, મારા ટ્રંકમાંથી શીવણકામને લગતી પેટી છે તે લઇ આવ. તે સાંભળી જેના દોડતી ગઇ અને એક નાની પેટી લઇ આવી.

માસીએ કહ્યું જો જેના, આની અંદર જે સામાન છે તેના નામ તથા તે શું ઉપયોગમાં આવે તે તને સમજાવુંછું. તે બરાબર ધ્યાન રાખજે. જો આ સુઇનું પડીકું છે. તેમાં જાડી, પાતળી, લાંબી, ટુંકી એમ સુઇઓ લાઇન બંધ ચોડેલી છે. જેવું સીવણકામ એવી સુઇની જરૂર પડેછે. જેથી જ્યારે જોઇએ ત્યારે તેમાંથી તુરત લેવાય, ને કામ થઇ રહે કે તરત તેની જગ્યાએ ભરાવી દેવી. જો! આ દોરાની પાટલીઓ, એમાં દરેક જુદી જુદી જાતના જાડા, પાતળા દોરા છે.

જેના—માસીબા! એ દરેક જુદી જુદી જાતના રંગના છે. તો શું બધી જાતના દોરા વપરાતા હશે?

માશીબા—જેવું કપડું તેવા રંગનો દોરો વાપરવો જોઇએ. ધોળા કપડામાં ધોળો દોરો, કાળા કપડામાં કાળા દોરાથીજ શીવીએ તો શોભાયમાન લાગે.

જેના—માસીબા! હવે મને સમજણ પડી પણ આ પોટકામાં શું છે? કાંઇ રમત છે કે શું?

માસીબા—ના બેટા! એ કટકા નીરૂપયોગી નથી પણ તેતો ઘણા ઉપયોગી છે.

જેના—એ શું બોલોછો? એ કેમ? આટલી બધી ચીંદરીઓ અને ટુકડા કયાંથી મેળવ્યાં?

માસીબા—જ્યારે નવા કપડાં સીવીએ તેમાંથી વેતરણ પડે, ત્થા કપડું વધારે પડે તે તુકડાઓ સંગ્રહી રાખુ છું, કે જેથી કોઈ કપડુ ફાટે તો તેને થીગડું દેવા કામ આવે. જેવી રંગનું કપડું હોય તેવાજ રંગનું થીગડું દેવું જોઇએ, અને તેવા રંગનુ થીગડું ન હોય તો તેટલા કપડા સારૂં બજારમાં લેવા ન જવાય.

જેના—હા! માસીબા હવે મને સમજ પડી. તમેતો બહુ અગમચેતી વાપરી. સીવણ કામમાં અગમચેતીની પણ જરૂરજ છે ખરૂંને!

માસીબા—હા બેટા. જો આનું નામ અંગુઠી છે. તે આંગળીએ પહેરાય! તેથી સુહી લાગે નહિ. આ કાતર તે કપડુ વેતરવા ત્થા સરખી રીતે કપડા કાપવાને કામ આવે છે. વળી આ ફુટ પટી કપડાનું માપ લેવા અને જેટલા માપનું કપડું કરવું હોય તેવું માપ લેવા માટે ઉપયોગી થઇ પડે છે.

જેના—માસીબા, કપડું વેતરવાનું કામતો બહુ અઘરૂં, મેંતો જાણ્યું કે થીગડા દેવા અને ઝડકો ભરવો એનેજ સીવણ કામ કહેતા હશે. પણ આતો તમે વેતરવાનુ અને નવા કપડા બનાવવા વગેરે બતાવોછો તો તે મારાથી કેમ શીખાશે? આપણે કયાં દરજી છીએ કે એટલી બધી માથા ફુટ કરીએ?

માસીબા—બેટા! સીવણ કામમાં એ બધું સમાઇ જાય છે. જેને હાથે કપડાં સીવતા આવડતાં હોય તેને દરજીને પૈસા આપી ઓશીઆળ કરવી પડે નહિ. વળી આપણી મરજી પ્રમાણે જેવા જોઇએ તેવા હાથે સીવી લઇએ.

ગરીબ બાઇઓ પોતાનું ગુજરાન પણ ચલાવી શકે કારણકે કપડ શીવવાનું આવડે તો તેવાને કામ ઘણું મળી રહે છે. કેટલીક બાઇઓ તો એવું સરસ વેતરી તથા સીવી જાણે છે કે દરજી પણ મોમાં આંગળી ઘાલે! તુ ગભરા નહિ. હું તને બધું આસ્તે આસ્તે શીખાવીશ.

જેના—પણ માસીબા આ કાગળ શું કામમાં આવતા હશે?

માસીબા—જો બેન જયારે કોઇ અગવડતા ભરેલું કપડું વેતરવુ હોય, ત્યારે પહેલા કાગળ ઉપર માપ કરી કાગળના કાપલા કરવા અને પછી કપડું તે પ્રમાણે વેતરવું જેથી કપડું ખરાબ ન થાય. જો કે મને તેની જરૂર પડતી નથી પણ તું શીખાઉ છે. તેથી તને બહુ જરૂર પડશે.

જેના—સીવણકળામાં બીજી કઇ કઇ બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ તે મને સમજાવશો?

માસીબા—જો કોઇ કપડાને સિધો ચીરો પડયો હોય તો તેને ઝડકો ભરવો બસ છે, પણ તેની બને કોરો બરાબર રાખવી જોઇએ. વળી તેને એવી રીતે ટીપ ભરી લેવી કે ફાટેલું જણાય નહિ. ટીપ ઝીણી અને લાઇન બંધ હોવી જોઇએ, જો આડો અવળો ચીરો પડયો હોય તો તેને થીગડાની જરૂર છે. તેથી થીગડું સરખું લાગી શકે એવી રીતે અંદરનો ભાગ કાપી લેવો જોઇએ. પછી તેજ રંગનું અને તેજ જાતનું બરાબર માપનું કપડું લઇ બરાબર ગોઠવી ચારે બાજુ સીવી લેવું. પેલા તેને ઉપરની બાજુથી ઓટી લેવું. ઓટવામાં ધ્યાન રાખવું કે ઉપરની ખોલનું કપડું બરાબર સર્વ બાજુ સરખું અંદર વળે અને દોરો પણ સરખો આવે. ઓટણ બહાર દેખાવું

ન જોઇએ. દોરાની ગાંઠ અંદર આવે તેમ કરવું,

જેના—માસીબા વેતરવામાં શું શું ધ્યાન રાખવું જોઇએ ?

માસીબા—વેતરવું એ બહુ અઘરૂં કામ છે. પણ તેની પહેલી જરૂર પડે છે. કેટલીક બાઇઓને વેતરવા આવડતું નથી તેથી દરજીની જરૂર પડે છે. શરૂઆતમાં માપ માટે કાગળના કાપ કરવા. ચોળી, ઝબલા વિગેરે જોઇતા માપ પ્રમાણે કાગળમાંથી કાપી કાઢવા. જેને માટે કપડું સીવવુ હોય તેના અંગનું માપ ભરવું તે પ્રમાણે કપડું વેતરવું તેમ ન કરીએ તો વસ્ત્ર નાનું, મોટું થઇ જાય. નાનું પડે તો પહેરી ન શકાય, તંગ હોય તો શરિરને ઇજા થાય અને વહેલું ફાટે. બહુજ મોટું પડે તો કપડું વધારે વરે અને દેખાવ સારો ન આવે પણ કોઇ કીમતી કપડું હોય કે જે ઘણા વરસો ચાલે, એવા કપડા જાણીને મોટા રાખવા જોઇએ. કારણકે પહેરનારનું ગજુ વધતું જાય છતાં ટુંકા ન પડે. મોટા કપડાને આંતર શેવો ભરવાથી વાપરી શકાય છે. દરેક કપડું શેજ શાજ મોટું રાખવું જોઇએ. બાઇડીઓના કપડા સીવવામાં સૌથી વધારે કારીગીરી રહેલી છે. વળી માપ લેવામાં ધ્યાન રાખવાની જરૂર છે. અસલ કપડાનું માપ પ્રથમ જોવું અને તેના પ્રમાણમાં માપ લઇ કપડું વેતરવું જેથી કપડું રદ જાય નહિ. વેતરતી વખતે કાતર આડી અવળી ન જાય તેટલા માટે ચાક કે પેનસીલના લીટા મારવા અને તે પ્રમાણે વેતરવું.

જેના-માસીબા, સીવવા બેસતી વખતે બીજુ શું શું ધ્યાનમાં રાખવું.?

માસીબા—જો બેટા પહેલા તો હાથ ધોઇ સાફ કરી કોરા કરી કપડું હાથમાં લેવું, આપણે જાણતા હોઇએ કે હાથ ચોખા છે પણ ધોયા માં આળસ કરવી નહી કારણકે કપડાને જરા પણ ડાઘ લાગી જાય તે કપડું ખરાબ દેખાય. વળી બેસવાની જગ્યાએ નીચે ચટાઇ કે કપડુ

પાથરવું અને કપડું જમીનને ન લાગે તેવું મોટું પાથરવું.

જેના—એ તો બધી ચોખ્ખાઇની વાત કરી, પણ સીવવામાં શું ધ્યાન રાખવું?

માસીબા—મેં તને અગાઉ કહેલું છે છતાં ફરીથી સાંભળ.

જેવું સીવવાનું હોય તે પ્રમાણે સોઇની પસંદગી કરવી. કાગળ પર ચડતી ઉતરતી શોઈ ચોડેલી હોવી જોઇએ તેમાંથી જાડી પતલી શોઇ કાઢી લેવી. દોરાની દડીઓ ઉપર ગોળ ટીકટમાં નંબર મારેલા હોય છે. તેમાંથી જોઇતા દોરા લેવા. સીવતી વખતે દોરા વાંકા ચુંકા જાય તો સીવણ ખરાબ દેખાય.

પરોણી બહુ લાંબી લેવી નહી." શરૂઆતમાં જે પ્રમાણે દોરો ભરવાનો હોય, તે પ્રમાણે ચાક કે પેનસીલથી લીટી મારવી. અને તે પ્રમાણે સીવવું. મહાવરો થયા પછી લીંટી મારવાની જરૂર પડશે નહી.

બખીયા માપના અને બારીક હોવા જોઇએ. નાના મોટા હોય તો શીવણ સારૂ ન દેખાય. જેમ સીવણ બારીક તેમ વખણાય છે. દોરો દીધા પછી છેડા ઓટવાના હોય તો ઓટવાને માટે જોઇએ તેટલીજ કોર આગળ રહેવી જોઇએ, અને કોર એક ઠેકાણે ઓછી અથવા વધારે રહે તો ઓટેલુ જાડું પતલું થઈ જાય. કોઇ ઠેકાણે કોરો ઓછી રહી જાય તો તે ઓટી ન શકાય. ને કોરો આધા પાછી થઇ જાય તો ઓટવામાં હરકત આવે ઉંચા કપડા સીવવા હોય ત્યારે દરજીઓ પણ તેમને ફાંટ મારે છે કે ટાંકા દઇ રાખે છે. કપડું ખસી ન જાય એટલા માટે વીલાયતમાં ચાંપ જેવી પકડ ટાંકણીઓ વપરાય છે.

જેના—માસીબા, આજે તમે મને બહુ સારી બાબતો બતાવી છે. હું આસ્તે આસ્તે બધું સીખી જઇશ.

# પ્રકરણ ૩ જું.

## રાંધણ કળા.

ખતીજા—મા! મા! કાલે ઇદનો તહેવાર છે. તો અમારા માટે મજા-નું જમવાનું નહિ બનાવો!

મા—હા બાપુ! તહેવારના દિવસે સ્વાદિષ્ટ ભોજન જમવાથી જીવ આનંદમાં રહેછે. જેથી તહેવારના દિવસોએ તો જરૂર સ્વાદીષ્ટ ભોજન પકાવવા જોઇએ.

ખતીજા—માજી! ગરીબ માણસો તહેવારના દિવસોમાં ખરચાલુ સ્વા-દિષ્ટ વાનીઓ કેમ પકાવી શકે?

મા—બાપુ! સ્વાદિષ્ટ ભોજન ઘણી તરેહના થાય છે. રાંધણકળા-માં માહેતગાર હોય તો રસોઇ ઓછા ખરચે ઘણી સ્વાદિષ્ટ બનાવી શકેછે.

ખતીજા—ત્યારે શું મા! રાંધણકળા એ કાંઈ જાદુ છે કે તે કળા જાણનાર એવી ઉતમ રીતે પકાવી શકે?

મા—ના બાપુ! તે જાદુ નથી પણ તે એક જાતની કળા (હુન્નર) છે. દરેક સ્ત્રીને રસોઇ પકાવતા શીખવું જોઇએ.

ખતીજા—ત્યારે મા! મને તે હુન્નર નહિ શિખડાવો?

મા—ઘણી ખુશીથી શીખડાવીશ! તારે તે હુન્નર શીખવાની ખાસ જરૂર છે, અને હું તે બાબતનો લાંબા વખતથી વિચાર કરૂછું પણ જ્યાં સુધી તને તેનો શોખ ન લાગે ત્યાં સુધી તે બાબત મેં મુલતવી રાખી હતી.

ખતીજા—મા! ત્યારે તો મને જરૂર બતાવો કે હું મારી બેનપણી-ને તે હુન્નર બતાવી તેમને પણ તેવો હુન્નર શીખવાનો શોખ લગાડું

પણ તમને તે કયાંથી આવડયું? આપણા ઘરમાં તો રસોયો રસોઇ પકાવે છે.

મા—બાપુ! મારા બાપ કાંઇ પૈસાદાર નહિં હતા; હું મારે પીયર હાથે રસોઇ પકાવતી હતી અને તે એવી ઉતમ બનતી કે મારા બાપા ખાતા ખાતા મારા વખાણ કરતા, જો બાપુ! પૈસાદાર હોઇએ તોપણ રાંધણ કળાં (રસોઇ પકાવતા) તો જાણવી જોઇએ, કારણ કે પૈસા આજે છે, ને કાલે નથી. વળી રસોયાપર બધો આધાર રાખીએ તો કેમ ચાલે?

ખતીજા—મા! રાંધણકળા, શું દરેક સ્ત્રીએ શીખવી જોઇએ?

મા—હા! રસોઇ પકાવવી એ સ્ત્રીનું કામ છે અને તેથી સ્ત્રીઓને શીખવાની ખાસ ફરજ છે. મોટા રાજાઓની રાણીઓ પણ રસોઇ પકાવવા શીખતી હતી. જો અગાઉના વખતમાં પાંડવો જ્યારે વનમાં ગયા તે વખતે નોકર ચાકર કોઇ હતું નહી, પણ રસોઇ પકાવતાં સતી દ્રૌપદીને આવડતી હતી જેથી પોતાના હાથે ભોજન કરી પોતાનાં સ્વામીનાથને જમાડતાં હતાં. વળી તે હુન્નર પુરૂષો પણ શીખી શકેછે. અને તે હુન્નર ભીમસેન ઘણો સરસ જાણતો હતો; તેથીજ વેરાટ રાજાએ પોતાના રસોડામાં રસોઇના કામ ઉપર તેની નેમણુંક કરી હતી.

ખતીજા—માજી કાચું અનાજ ખાઇએ તો ન ચાલે?

મા—અગાઉના જમાનામાં જ્યારે પૃથ્વિ ઉત્પન્ન થઇ ત્યારે માણસો જંગલમાં વસતા અને કંદમુળ ખાતા કારણ કે અગ્નિ પ્રદિપ્ત કરવાની તેમને શુદ્ધ હતી નહિ. ત્યાર બાદ જેમ જમાનો જતો ગયો તેમ આસ્તે આસ્તે અનાજ કંદ વિગેરે બાફીને ખાવા લાગ્યા પણ ચાલુ વખતમાં તો જુદી જુદી વાનીઓ કેમ પકાવવી તે હુન્નર સઘલાઓ જાણેછે.

ખતીજા—માજી! સુખડીઆ જે મીઠાઇ બનાવે છે તે પણ તેજ હુન્નરથી?

મા—હા! રાંધણકળામા જે માણુસ વધારે પ્રવિણ થઇ જાય એ-ટલે તે હુન્નર તેને ધંધારૂપ થઇ પડે છે, આ ઉપરથી તું જાણી શકીશ કે રાંધણકળા સ્ત્રીઓને ઘણી ઉપયોગી છે.

ખતીજા—ત્યારે મા! મને એ બધું ક્યારે શીખડાવશો?

મા—બેટા! પ્રથમ તારે જે શીખવાની જરૂર છે તે પહેલાં શીખી જઇશ ત્યાર પછી તે તું શીખજે.

ખતીજા—ત્યારે માજી મને દરરોજ એક એક વાની બનાવતા શીખ-ડાવજો. આજે તો વખત નથી પણ કાલથી શીખવાનું ચાલુ કરીશ.

## ચા. પકાવવા વિષે.

બીજે દિવસે. ખતીજા સવારમાં ઉઠી હાથ મોં ધોઇ પોતાની મા પાસે ગઇ.કુલસુમ બાઇએ ખતીજાને આજે જે જે શિક્ષણ આપવાનું હતું, તેનો સર્વ સામાન તૈયાર રાખ્યો હતો. ખતીજા આવી કે તરત તેને કહ્યું બેટા! આજે તને બે ત્રણ ચીજ શિખવવાની છે. ચા, કોફી, કૌટાં, અને રોટલી વિગેરે.

ખતીજા—બહુ સારૂ માજી! હું સમજી ગઇ કે સવારના નાસ્તામાં જે ચીજની જરૂર છે, તેજ મને સીખડાવવા માંગો છો.

કુલસુમબાઇ—હા! સાંભળ. ચા જેટલા પીનાર હોય તે પ્રમાણે પાણી, સાકર માપથી એક તપેલીમાં ગરમ મુકવું. જ્યારે પાણી ઉકળવા લાગે ત્યારે ચા નાખવી બે ચાર મિનીટ ચુલા ઉપર રાખી તરત ઉતારી લઇ, તેમાં દુધ નાંખવું. પણ જો ચા ને બહુ ઉકળવા દઇએ તો ચા કડવી થઇ જાય છે, જેથી સ્વાદિષ્ટ લાગતી નથી.

ચા પીવાથી સુસ્તી ઉડી જાય છે. ભુખ ઓછી લાગે છે. ચા પીવામાં

ફાયદા કરતા નુકસાન વધારે છે. તેથી બનતા સુધી ચા પીવાની ટેવ પાડવી નહિં. ટેવ પડયા પછી દીવસમાં એકાદ વખતથી વધારે વખત પીવી નહિ. કારણકે પાચન શકિત મંદ પડી જાય છે, ને ભુખ મરી જવાથી શરીરની ખરાબી થાય છે.

## ખતીજાએ પુછ્યું કાફી કેમ બનાવવી. ?

કુલસુમબાઇ—જેવીરીતથી ચા પકાવાય છે. તેવી રીતથી કાફી પકાવી શકાય છે. પણ ચા ને બદલે કાફી નાંખવી ને ખુબ પાણીને ઉકાળવું,ચા કરતા કાફીમાં દુધ ડબલ નાંખવું. અને દુધ સાથે કોફીને ઉકળવા દેવી. કોફી પીવાથી નિંદ્રા ઓછી આવે છે. કેટલાક કાફીને દુધ, શાકર નાંખ્યા વગર પીએ છે, તેને કાવો કહે છે. પહેરેગીરો નિદ્રા નઆવે એટલા માટે કાવો પીએછે.

ચા કરતા કાફી પીવામાં ફાયદો છે. કોફી પીવાથી સુસ્તી ઉડેછે અને બાદી મટે છે,

## કૌંટાના પુડલા.

બેદા યાને કૌટા કે છંડા સારા લેવા. બગડેલા બેદાનો પુડલો તંદુરસ્તી બગાડેછે. બેદા ફોડી એક વાસણમાં નાખવા તેમાં મીઠું મરી જોઇતા પ્રમાણમાં નાખી લોઢી કે કડાઇમાં સાફ કરી ઘી મુકી અંદર નાખી ફેલાવવું ને એક બાજુ પાકી જાય એટલે બીજી બાજી ફેરવી તરત ઉતારી લેવું.

## રોટલી પકાવવાની રીત.

સારો તાજો ઘઉનો આટો લેવો તેની અંદર પાણી નાખી ખુબ ગુંદી લોટ બાંધવો, જેમ લોટ વધું ગુંદાય તેમ રોટલી વધારે સુંવાળી થાય જેવડી રોટલી બનાવવી હોય તેટલો લોટ લઇ ડુગી પાટલી ઉપર વેલ-

ણુથી વણુવી, ચારે બાજુ સરખી રીતે વણી તેલનો હાથ ચોપડી થોડો લોટ ભભરાવી ગુંડલુ વાળી ફરીથી વણુવી ચારે બાજુ સરખી અને ગોળ વણુવી, પછી ગરમ થયેલી તાવડીપર નાંખવી તે જ્યારે નીચેની બાજુ સેકાઇ રહે કે તરત ફેરવી નાખવી એવી રીતે બે ત્રણ વાર ફેરવીને પાકી રહે એટલે ઉતારી લેવી.

કેટલાંક બૈરાઓ લોટમાં મોણ નાખેછે જેથી રોટલી કુણી અને સ્વાદદાર બનેછે. કેટલાક મોણ નાખેલી રોટલી જાડી રાખેછે તેને ખાખરી કહેછે. તે સ્વાદમાં સારી લાગેછે.

## બાજરાની માની.

બાજરાનો તાજો આટો લઇ જોઇતા પ્રમાણમાં મીઠાવાળું પાણી નાંખી બીજું જોઇતું પાણી નાંખી લોટ બાંધવો અને ખુબ મસલી ગોળ પીડો કરી હાથે ટીપવો વચમાં તથા સર્વ બાજુ સરખી રીતે રાખી તાવડીમાં નાંખવો, કોર વાંકી ચુકી ન જાય તે ધ્યાન રાખવું, એક બાજુ પાકી રહે કે તુરત બીજી બાજુ ફેરવી પકાવવો.

ખતીજા—માજી ચોખાની રોટલી બનેછે કે નહિ વારૂ ?

મા—હા બાપુ ! તું ગયાં મેલાવડામાં તે ગીત શીખી હતી જે ચોખાના આટાની રોટલી કેમ બનાવવી તે વિષે હતું.

(ખતીજા ગીત ગાયછે.)

---

## કવિતા.

# ચોખાની રોટલી.

કલ્યાણ ગરબી.

ચાલ બ્હેન ચોખાની રોટી કરતાં, શીખવા જઇએ;
ઘરનો રૂડો ઉદ્યમ કરતાં, શા શારૂ શરમાઇએ?
કહાડ જુદો થોડો સાટો, થાળીમાં નાખી આટો,
વચમાં પાડી ખાડો એક, પાણી રેડ ઉકળતું છેક.
કાલવ ધરી તવાથો હાથ, ગરમ ગુંદતા કૌવત સાથ.
નહિ આળસુ થઇએ.

તે આટાનો ગોળો કર, બેઉ હાથો વચ્ચે ધર;
પછી તેહનું કુલ્લું ગોળ, સૌ આંગળે કર સમતોલ,
બેઉ હથેળી વચ્ચે દાબ, ફેરવતા બસ ગોળ શિતાબ;
ગમતાં ગીતડા ગાઇએ.

ભભરાવી આટો રાખી, થાળીમાં કુલ્લું નાખી.
ફેરવ સરખે હાથે થાપ, ગોળ વધારી આપો આપ.
કરીએ પતલી નહિ કંઈ ખોડ, ઘાટ ગોળ ને સરખી કોર.
તોજ ચતુર પરખાઇએ.

ગરમ કલેડું ચુલે રાખ, ધીરે રોટી તે પર નાંખ;
છાંટી પાણી ફેરવ હાથ, લઇ તવેથો જલદી સાથ,
ઉથલાવી પડ બેઉ તૈયાર, ઉપસે રોટી ફુગી જયાર.
કહે ફ્રીરોજ હરખાઇએ.

# ઉપયોગી બાનીયો બનાવવાની રીત.

## (૧) "બળેલા શાકને સુધારવું".

ચુલામાં ઘણો તાપ હોવાથી શાકની તપેલીમાં શાક નીચે દાઝી ગયું હોય, તો તેને નીચે ઉતારી તેમાંથી સારૂં સારૂં ઉપરથી કાઢી લઇને બીજી તપેલીમાં નાખવું. બળેલા શાકનો ભાગ બીલકુલ આવવા દેવો નહી. શાક વધારે બળી ગયું હોય તો તેને બીજી તપેલીમાં નાખી, આદુ, તથા ગરમ મશાલો નાંખતા જવું, અને થોડા કોથમીર તથા ફોદીનો નાંખવો જેથી બળી ગયેલા ભાગની વાસ ઓછી થઇ જશે.

## (૨) "મીઠું વધારે થયું હોય, તેનો ઇલાજ".

કેટલીક વખત શાકમાં અટકલથી મીઠું નાખતા વધારે પડી જાય છે. જેથી ખારૂં શાક બને છે. તે વખતે શરવો (રસ) જો વધારે થઇ શકે તેમ હોય તો થોડું પાણી નાખી રસ વધારવો જેથી ખારાશનો ભાગ ઓછો થઇ જશે. આમ ન બની શકે, તો લોટની ટીકડી બનાવી અંદર નાંખવી જે વધારાનું નીમક ચુશી લેશે.

## (૩) "શાકને રાતા રંગનું બનાવવું".

શાક ગમે તેવું ઉત્તમ સ્વાદ વાળું થયું હોય તોપણ કેટલાક માણસને લાલ (રાતા) રંગનું શાક ઘણું ગમે છે. જેથી રાતું ન હોય તો તેમને ભાવતું નથી. જેમ કે "આંખને ગમે તે મોઢાને ગમે". રાતા મરચા અને હલદરથી રંગ આવે છે. પણ તેઓ પરમાણ કરતા વધારે પડી જાય તો તીખાશનો ભાગ વધી જાય, માટે રાતો રંગ બનાવવા માટે રાતાં મરચાં લેવા તેમાંથી બી તદન કાઢી નાંખવા. પછી મરચાની છાલ

ને પાણીમાં પલાળવી. જેથી તીખાશ પાણીમાં નીકલી જશે. પછી આ બીની છાલને છીપર પર બારીક વાટવી. અને શાકમાં નાખવાથી રાતા રંગનું થશે.

ભોલર મરચાં જેમાં તીખાશ હોતી નથી, તે શાકમાં નાંખવાથી શાક સુંદર અને રાતુ થાય છે.

## (૪) "ગરમ મશાલો".

ગરમ મશાલો નાંખવાથી ખુશબો પેદા થાય છે. માટે તેને બનાવવાની રીત જાણવી જોઇએ શાઝરૂ એક તોલો કાલા મરી અથવા તીખા, તોલો અરધો લવીંગના દાણા છ, એલચીના દાણા છ. આ બધાને વાટીને એક બાટલીમાં ભરી મુકવા. ને તેનું મોઢું બરાબર બંધ કરવું. જો મોઢું ખુલ્લું રહે તો તેમાંની વાશ ઉડી જાય છે. જેમ તાજો ગરમ મશાલો હોય છે તેમ તેમાં વધારે ખુશબો રહે છે. જેથી વધારે મશાલો ન વાટવો જેટલો જોઇએ તેટલો વાટવો પુલાવમાં ગરમ મશાલો આખો નાંખવો.

## (૫) "સાદું ગોશ્ત".

ગોસ્તને ગાળવા માટે પાણી નાખી બાફવા મુકવું પડે છે, તે વખતે સાધારણ રીતે શેર ગોસ્તમાં શેર પાણી અને અરધા શેરમાં અરધો શેર પાણી નંખાય છે. ગોસ્ત નરમ અથવા સખ્ત હોયતો તે પ્રમાણે ઓછું વધારે પાણી નાખવું.

ગોસ્ત બફાઇ રહ્યા પછી તેને વધારવા શારૂ એક તપેલીમાં ઘી લેવુ તેમાં જો ઘી વધારે ખાવું હોય તો વધારે નાખવું અગર થોડા ઘી થી રોડવવું હોય તો થોડુ નાખવુ પણ સાધારણ રીતે એક શેર ગોસ્ત માં પાંશેર ઘીઇ નાખવાનો રીવાજ છે.

ગોસ્ત શેર એક, ઘી પાશેર, ધાણા અઢી રૂપીઆ ભાર, હલદર સવા ભાર, મરચાં એક રૂપીઆ ભાર, લસન દોઢ ભાર, (બે ગાંઠીઆ) ડુંગલી નવટાંક, ગરમ મશાલો અડધા ભાર, મીઠું અઢી રૂપીઆ ભાર.

પહેલાં ગોસ્ત બાફતી વખતે ધાણા, હલદર, લશણ, મરચાં, અને નીમકને બારીક વાટી અને ગોસ્તને ધોઇ મશાલો મેળવી દેવો અને ચુલા પર મુકવું. જ્યારે ગોસ્ત ગળે તારે તેને ઉતારી લેવું. બીજી તપેલીમાં ઘી નાખીને ખુબ ગરમ થવા દેવું. અને ડુંગળી બારીક કાપીને નાખવી જ્યારે ડુંગળી લાલ બની જાય તયારે કાઢી લેવી, અને જે ઘી વધેલું હોય તેમાં ગોસ્ત નાખવું અને ખુબ જોશથી ભુજવું. ડુંગળી અને ગરમ મશાલો બારીક વાટી અંદર દાખલ કરવું, જો દહી નાખવા મરજી હોય તો નવટાંક દહી નાખવું, જયારે સારી ખુશબો શાકમાંથી નીકળે ત્યારે જેટલો શેરવો રાખવો હોય તેટલુંજ પાણી નાખવું અને થોડી વાર ચુલા ઉપર બધું સાથે પકાવવું, પછી તેને ઉતારી લેવું.

## ૬ "ઇસ્ટુ"

ગોસ્ત શેર એક, પ્યાજ શેર એક, ઘી શેર પા, લાલ મરચાં, મરજી પ્રમાણે, નીમક જોઇએ તેટલું. આ સઘળાને એક તપેલીમાં નાખી ચુલા પર મુકવું, પાણી બીલકુલ નાખવું નહિ, કારણ કે ગોસ્તમાંથી પાણી નીકળશે, જયારે આ પાણી બળી જાય ત્યારે ફરી ગોસ્ત ગળે તેટલું પાણી તપેલીમાં નાખી મોઢું બંધ કરવું, જયારે ગોસ્ત ગળી જાય ત્યારે ઉતારી લેવું અને શરવો તેમાં બીલકુલ રાખવો નહિ.

## (૭) "કોફતા".

ગોસ્તનો બારીક છુંદો (ખીમો) શેર એક, દાળીઆનો લોટ એક રૂપીઆ ભાર, ખશ ખશ એક રૂપીઆ ભાર, જીરૂં અડધા રૂપીઆ ભાર,

કાળામરી પા તોલો લવીંગના દાણા નંગ ૪, મોટી એલચી નંગ ૨ પ્યાજ શેર પા, આદું અડધા ભાર, દુધ નવટાંક, દહીં સાત ભાર, મશાલો જોઇએ તેટલો, લશણ અઢી ભાર, સુકી ડુંગળી નંગ ૩, આદુ અઢી ભાર, પોણા ભાર ગરમ મશાલો, મીઠું અઢી ભાર, લાલમરચા એક તોલો, અને દહીં પાંચ ભાર.

દુધમાં ડબલ રોટીને પલાળવી, પછી દહીં, આદુ, ત્યા કોરમાના મસાલા સિવાય બાકીનો સઘળો મશાલો બારીક વાટવો. પછી દુધમાં પલાળેલી ડબલ રોટી પણ બારીક વાટી લઇ લેવી.

કોફતા બહુ સ્વાદવાળા બનાવવા હોય તો ખીમો વધારે બારીક જોઇએ, માટે ખીમો ઘણોજ બારીક વાટવો. તેમાં રગ વગેરે વટાય નહિ તેવું હોય તેને કાડી નાખવું, બાકી રહેલો અદરખને કાપી ખીમા સાથે મેળવો. પછી થોડુ દહીં, તેમાં નાખવો, અને થોડું ભુન્યા માટે બાકી રાખો, પછી આ ખીમાને ઘીનો હાથ લગાડી, કોફતા (ગોળ નાના કબાબ) બનાવો.

કેટલેક ઠેકાણે ધાણા અરધો તોલો શેકી બારીક વાટી ખીમામાં મેળવે છે. કેટલાક માણસો કોફતામાં કાચી ડુંગળી નથી નાખતા, પણ કાતરી ઘીમાં તળી રાતી બનાવી વાટી નાખે છે.

જયારે કોફતા બની રહે, ત્યારે તેમને કોરમાની માફક પકાવો. એટલે જેટલો મશાલો કોરમામાં પડે છે. એટલો મશાલો લઇ ઘીમ ભુંજી કોફતા અંદર નાખો, ભુંજતી વખતે ચમચા વતી ધીમે ધીમે સંભાળથી હલાવો, જેથી કોફતા ભાંગી પડે નહિ. પછી જરા દહીંની સાથે ભુંજો, ભુંજાઇ રહે ત્યારે બળી જાય તેટલું પાણી નાખો, જ્યારે

પાણી બળી જાય, ત્યારે મરજી પ્રમાણે શેરવો રાખીને શાકને તરત ઉતારી લેવું.

કેટલાક માણસો કોફતાના ખીમાને પહેલે બાફે છે. અને પછી તેને છીપર ઉપર બારીક વાટે છે. અને તેમાં બે ઈંડાની જરદી મેળવે છે. જેથી કોફતા નરમ બને છે.

## (૮) "ઇંડાના કોફતા".

ગોસ્તનો ખીમો શેર એક, નવ ઈંડા, ડુંગરી સુકી એક, મરચા લાલ મરજી પ્રમાણે, મસાલો કોરમામાં નખાય તેટલોજ નાખવો.

પહેલા રાતા મરચાં, અને ડુંગળીને બારીક વાટવી, પછી ઈંડા ફોડીને શફેદી જુદી કાઢી લેવી. ને તેને ખુબ ફેંટો, પછી ઈંડાની ઝરદી ત્થા વાટેલ મરચાં ડુંગળી, ફોડી સફેદીમાં ભેળવી દો, પછી આ બધાને બારીક વાટેલા ખીમા સાથે મેળવી દેવું, અને મીઠા તેલમાં અથવા ઘીમાં બટેટા જેવડા કોફતા બનાવી તળી લેવાં.

## (૯) "શામી કબાબ".

ગોસ્તનો ખીમો શેર એક, ચણાની દાલ નવટાંક, જીરૂં અરધો તોલો, કાળા મરી અરધો તોલો, લવીંગ પાંચ, એલચી મોટી એક,—એક તોલો આદું, એક લીંબુ, એક ઇંડું, લાલ મરચાં, ફોદીનો અને ઘી જોઇએ તેટલું, સુકી ડુંગળી એક, નીમક જોઇએ તેટલું.

ચણાની દાળ, રાતા મરચાં, અરધું આદુ, ખીમામાં નાખી અને ગળે તેટલુ પાણી નાખી ચુલાપર ચઢાવો, જયારે ખીમો બફાઇને ગળી જાય અને પાણી બધું બળી જાય, ત્યારે ચુલાપરથી ઉતારી લઇ તેમાં ઇંડુ તોડી મેળવી દો અને લીંબુનો રસ પણ અંદર નીચોવી દીઓ. ગળેલા ખીમાને છીપર

પર બારીક વાટો. પછી પ્યાજ તથા આદુના બારીક ટુકડા કરી ફોદીનાની પાંદડી જુદી કરી, લાલ મરચા નવટાંકના ટુકડા કરી, ખીમાની નાની નાની ગોળ ગોળ કબાબ બનાવો. અને દરેકની વચમાં કાતરેલ ફોદીનો અને લીલા મરચાં થોડા થોડા નાખતા જાઓ, પછી કઢાઇમાં ઘી ગરમ કરી કબાબને તળો. જયારે ચો તરફ લાલ થઇ જાય, ત્યારે ઉતારીને ખાઓ. શામી કબાબનો સ્વાદ, જેમ ખીમો બારીક વાટેલો હોય તેમ વધારે નરમ અને સ્વાદીષ્ટ થશે.

## (૧૦) "આખી મુરઘી."

પહેલા મુરઘીને બરાબર શાફ કરી નાખી પેટમાંથી સઘળો કચરો કાઢી નાખવો, પહેલા અરધો રતલ ખીમો, અને કાતરેલી પ્યાજને ઘી માં ભુંજીલો, પછી નીચે લખ્યા પ્રમાણેના મશાલાને દહીં સાથે વાટી લાઓ, પછી ભુંજેલી ડુંગળી તથા ખીમો, અને અરધો મશાલો, મુરઘીના વચમાં ભરી દઇ ટાંકા મારીલો, અને ઉપર ચપુથી ચોવ તરફ ચેકા મારી બાકીનો અરધો મશાલો ચારે બાજુ લગાડી દીઓ.

જે ઘી માં ખીમો ભુંજેલો કાઢી લીધો હોય. તે ઘી એક શેર ઘી માય તેવડી તપેલીમાં નાખો અને ઢાંકણી બંધ કરી ચારે બાજુ ઘઉંના ગુંદેલો લોટ લગાડી દીઓ. જે થી બાફ નીકળી જાય નહિ, પછી કોયલાની આંચ પર મુકો અને ઢાંકણા ઉપર થોડા જગતા કોયલા નાખો, જયારે અરધો કલાક થાય ત્યારે ઢાકણુ ઉઘાડી મુરઘીને બીજી બાજુ ફેરવીદો. જેમ બને બાજુ સારી પેઠે ગળી જાય, ફરીથી ઢાકણુ આગળ મુજબ બંધ કરો. જયારે પાણી બળી જાય ત્યારે ચુલાપરથી ઉતારી કામમાં લો.

મુરઘીમાં મશાલો. મુરઘી એક ,ઘી, અરધો શેર, ધાણા દોઢ તોલો લાલ મરચા એક તોલો. મીઠું અઢી તોલા. આદુ બે ભાર, દહીં વીશ ભાર.

લશણના ગાંઠીયા ચાર, પ્યાજ સુકી ત્રણ, ગરમ મશાલો અરધો તોલો.

આ મુરઘી કોયલાની આંચપર રંધાય છે. ઘણોજ તાપ આપવાથી દાઝી જાય છે, માટે આંચ ઉપર તેને પકાવવી વધારે શારૂ થશે.

## (૧૧) "કટલેશ અથવા મટનચાપ".

મટનચાંપ રતલ એક, લસણ એક ગાંઠીઓ, તીખા એક ભાર, જીરૂ અરધો ભાર, લવીંગ દશ, એલચી છ, નીમક જોઇએ તેટલું.

ગોસ્તના મટન ચાંપ કસાઇ બનાવી આપશે. તે ખરીદો, જેમાં બોટીની સાથે એક હાડકું હોય છે. પછી તમામ મશાલાને બારીક વાટો, અને મટન ચાંપના દરેક કકડાપર મશાલો લગાડો. પછી ફ્રાઇપન એટલે કઢાઇ માં ઘી ગરમ કરી તેમાં મટન ચાંપના કટકા નાખી, જયારે એક તરફ લાલ-ચોળ થઇ જાય, ત્યારે બીજી તરફ કટકા નાખો, જયારે બંને બાજુ લાલ થઇ જાય, ત્યારે ઉતારીને ખાઓ.

## (૧૨) "કોરમા પુલાઉ".

પહેલા ચાવલને ધોઈ પાણીમાં પલાળી રાખવા, પછી ડુંગળીને કાપી ઘી માં તળવી જયારે રાતી થાય, ત્યારે તેને બહાર કાઢી જુદી રાખવી ગોસ્તને ધોઇને આ ઘી માં નાખો અને થોડીવાર ચમચાથી હલાવીને ગોસ્ત ગળી જાય તેટલુ પાણી તેમાં નાખવું, અને નીમક પણ અંદર દાખલ કરો. જયારે ગોસ્ત બફાઈ રહે, અને પાણી બળી જાય ત્યારે લશણને પાણીથી છીપર પર વાટી જરા જરા ગોસ્તપર છાંટતા જાઓ, અને ભુંજતા જાઓ, અને ઘીમાં લાલ બનાવેલી પ્યાજમાંથી અરધી લઈ, હાથ વતી ચોળી, ગોસ્તમાં નાખો. જયારે ગોસ્ત ભુંજાઇને લાલ થઇ જાય ત્યારે તેમાં થોડુ પાણી નાખો. અને જોશ દઇને ઉતારી લીઓ, (આ યખની કોરમું તૈયાર થયું). તેમાં મશાલો નાખવાની વિગત.

ગોસ્ત બે રતલ, ચાવલ ઉંચા રતલ બે, ઘી રતલ અરધો, પ્યાજ રતલ અરધો, લશણુની એક દડી, નીમક ત્રણુ તોલા, કાળામરી દાણા અરધો તોલો, લવીંગ વીશ, મોટી એલચી બે, દહી રતલ ૦।

પછી ચાવલને પાણીમાં નાખી જોશ દીઓ જ્યારે ત્રણુ કણી બાકી રહે ત્યારે ઉતારી લઇ પકતા કરી નાંખો, પછી ગરમ મશાલો અને બાકી બચેલી પ્યાજ ચાવલમા મેળવી દીઓ. પછી એક તપેલામાં પહેલા ચાવલ પાથરો તેની ઉપર યકની કે કોરમું પાથરો. એવી રીતે ચાવલ તથા કોરમાના થર પર થર કરો, અને સઉની ઉપર દહીને ખુબ વલોવી નાખીદો. અને દમ ઉપર રહેવા દીઓ. અને કાન દઇને સાંભળો જ્યારે શું શું નો અવાજ થાય ત્યારે બળતું ધીમું પાડી દેવું અને નીચે ઉપર બળતા કોયલા રાખવા. આશરે દશ મીનીટ પછી ઉતારી લીઓ.

## (૧૪) " બેદા પુલાઉ "

ઇંડા દશ, ચાવલ રતલ બે, ઘી અરધો રતલ, જીરૂ બે તોલા લવીંગ વીશ, તીખાં અરધો તોલો, એલચી મોટી બે,

બેદાને પાણીમાં બાફી લીઓ અને છોલીને આખાને આખા થોડા ઘીમાં રાતા કરી લીઓ. અને રાખી મુકો. પછી બાકીના ઘીમાં આખો ગરમ મશાલો નાંખો અને ઉપર ચાવલ નાંખો. જ્યારે જરા ભુંજાય ત્યારે જોઇએ તેટલું નીમક અને બે રતલ પાણી નાખી ઢાંકણી ઢાંકી દીઓ. જ્યારે દમ ઉપર આવી જાય ત્યારે આ ચાવલમાં ઘીમાં રાતા કરેલા ઇંડા આખાને આખા દબાવી દીઓ. અને પછી કામમાં લીઓ.

## ૧૫ " બેદાની કબાબ.

ગોસ્તનો ખીમો બે રતલ, બેદા દશ, ઘી પોણો રતલ, આદુ બે

તોલા, ખશખશ એક તોલો, છરૂ એક તોલો, લવીંગ બે, તીખા અરધો તોલો, મોટી એલચી બે.

કીમાને ખુબ બારીક વાટો અને બધા મશાલાને પણ ખુબ વાટી કીમામાં ભેળવી દીઓ. પછી ઇંડાને બાફો અને છાલ ઉખેડી નાંખો. પછી કીમાનો લોંદો લઇ તેમાં આખુ એડું રાખો અને ચોતરફથી કીમાથી ઢાંકીદો, આવી રીતે મોટા મોટા કબાબ બનાવી દરેક ઉપર દોરાના આંટા બાંધો. જેથી કીમો જુદો પડી જાય નહિ. પછી ગરમ કરેલા ઘીમાં નાંખો, જ્યારે જરા રાતાં થાય ત્યારે રકાબીમાં લઈ દોરા કાઢી નાંખો અને ચાકુથી કબાબના ચાર કટકાકરી નાંખો.

## (૧૬) " જરદો પુલાઉ ".

ચાવલ બે રતલ, શાકર બે રતલ, ઘી અરધો રતલ, દળેલી હળદર ચાર તોલા, કેશર (જાફરાન) પાવલીભાર, લીંબુ ચાર, લવીંગ દશ, એલચી બે.

ચાવલને સાફ કરી પલાળી રાખો. હલદરને એક કપડાના કકડામાં બાંધો. પછી એક તપેલામાં આશરે પાંચ રતલ પાણી નાખી ચુલા પર ચડાવો અને તેમાં હલદરની પોટલી પણ નાંખો, જ્યારે પાણી ઉકળવા માંડે અને હલદરનો રંગ તેમાં આવી જાય ત્યારે આ પાણીને ગાળી લીઓ, તછી ગાળેલા પાણીમાં ચાવલ નાંખી ચુલાપર ચડાવો, જ્યારે પા કલાક થઇ જાય અને ચાવલમાં જરા કચાશ બાકી રહે. ત્યારે ઉતારી લો અને વાંશની ટોપલીમાં નાખો. જેથી પાણી નીકળી જશે. પછી આ ચાવલપર લીંબુ નીચોવો. અને ઉપર ટાઢું પાણી રેડો, ખટાશને લીધે ચાવલનો રંગ બહુ શોભાયમાન નીકળશે અને ઉપર પાણી રેડવાથી ખટાશની અસર જતી રહેશે.

પછી એક તપેલીમાં ચાવલની બાકી રહેલી ક્યાશ નીકળી જાય તેટલા પાણીમાં (આશરે અરધા રતલ પાણીમાં) સાકર નાખી ચુલા પર ચડાવો. એક બીજી તપેલીમાં ઘી નાંખી અંદર લવીંગ અને એલચી દાખલ કરો. અને લવીંગ ફુલી જાય ત્યારે આ ઘી જરા પાકેલી ચાસણીમાં નાંખી દો. અને ઢાંકણી ઢાંકી દો. પછી ગુલાબ કે કેવડામાં ગન-ફરાન વાટી ચાશણીમાં નાંખો. ચાસણી ગરમ થઇ જાય, ત્યારે તેમાં ચાવલ તથા મેવો (બદામ, પીસ્તા, કીસમીસ) નાખી ચમચાથી હલાવી અને પછી તપેલાને ઢાકણી ઢાંકી દઇ ચાવલને દમ ઉપર રહેવા દીઓ. જ્યારે દમ થઇ જાય ત્યારે ઉતારી લીઓ.

## ૧૭ " પાણી વીનાની દાળ "

સાફ ધોએલી ફોતરાં વગરની અડદની દાલ રતલ એક, ઘી અરધો રતલ, ફોદીનો દોઢ તોલો, આદુ ચાર તોલા, દહીં દશ તોલો, ગ-રમ મશાલો એક તોલો, નીમક દોઢ તોલો, તીખા આખા અરધો તોલો.

માટીના વાપરેલા હાલ્લામાં અરધું આદુ લઇને તેના પાતળા અને પકતા કટકા કરવા, અને અરધો ફોદીનો પણ બારીક કાતરી નાખવો. હા-લ્લાના તળીઆમાં આ બે ચીજો પાથરવી. જેથી દાળ દાઝે નહિ, બાકી સઘળો મશાલા સાથે મેળવી દેવો, અને એક થર દાળનો એને એક થર મશાલાનો એમ થર પર થર ગોઠવવા અને સાથે સાથે દરેક થરમાં થોડુ થોડુ ઘી તથા દહીં નાંખતા જવું, બાકી વધે તે ઉપર નાખી દેવું. પછી હાલ્લાનું મોં ઢાંકણથી બંધ કરી કોર ઉપર ગુંદેલો ઘઉંનો લોટ ચોંટાડી દેવો જેથી બાફ બહાર નીકળવા પામે નહિ. પછી ધીમી આંચપર રાખો જો બાફ નીકળતો હોય તો બંધ કરો અને ઢાંકણા ઉપર ભાર મુકો. એક

કલાક પછી ઉતારી ખાઓ. દાળ બહુ સ્વાદવાળી થાશે. અને વળી લાંબા વખત સુધી બગડશે નહિ. બલ્કે સુકવી રાખી મુકો અને જ્યારે ખાવા વિચાર થાય ત્યારે ગરમ કરી ખાઓ.

## ૧૮ "નાનખટાઈ"

રવો એક રતલ, ઘી એક રતલ, શાકર ત્રણ રતલ.

ઘી અને સાકરને એક સાથે એટલું બધુ એટો કે ફીણ ઉપડે પછી તેમાં રવો મેળવો અને બહુ થોડું પાણી નાખી ગુંદો. પછી નાના નાના ગોળ પેંડા બનાંવો, પછી એક પકતા અને ઉંડા ખુમચામાં કાગળ પાથરી આ પેડાને જરા જરા ફેર ગોઠવો અને ઉપર એક ખુમચો ઉઘાડુ રહે નહિ તેમ ઢાંકો. અને કોયલાની ધીમી આંચપર રાખો. અને થોડા સળગતા કોયલા ઉપર પણ રાખો. થોડી થોડી વારે ખુમચો ઉંચો કરી જોયા કરો. જ્યારે ઉપર રતાશ આવી જાય ત્યારે ઉતારીશો,

યાદ રાખો કે નાનખટાઇ ધીમી કોયલાની આંચ પર સારી બનેછે આંચ તેજ થઇ જાય નહી તે ધ્યાનમાં રાખવું.

કેટલાક જણ ખમીર લાવવા માટે દરીઆના ફીણ દરેક રતલે એક તોલો બારીક વાટીને અંદર નાખેછે.

## ૧૯ "બેદાનો હલવો"

બેદાની ઝુરદી દશ, દુધ અઢી રતલ, સાકર તોલા દશ, ઘી તોલા ત્રીશ ગુલાબ, કેવડો તોલો દશ.

પહેલાં બેદાની ઝુરદીને દુધમાં મેળવી એક કલાક સુધી ચમચાથી કે રવાઇથી હલાવો. પછી આગપર ચઢાવી હલાવ્યા કરો જ્યારે ધાટુ થવા

લાગે ત્યારે થોડું થોડુ ઘી નાંખતા જાઓ. અને હલાવતા જાઓ, પછી સાકર નાખીને ખુબ ઘાટુ બનાવો અને ગુલાબ કેવડાની ખુશબો નાખી ઉતારી લીઓ.

## ૨૦ " ગાજરનો હલવો.

ગાજર શેર પાંચ, દુધ શેર પાંચ, સાકર દોઢ શેર, ઘી પોણાબશેર, ખારેક શેર ૦॥.

ખોપરૂ (સુકુ નાળીએર) વીશ તોલા, ચારોલી પાંચ તોલા, પીસ્તા પાંચ તોલા, અખરોટ પાંચ તોલા, બદામના બી પાંચ તોલા, કીશમીશ પાંચ તોલા,

ગાજરને છોલી વચમાંથી પીત કાઢી નાંખવા, પછી નાની પાતળી ચીરો કરો. પછી એક તપેલામાં ફોળી નાંખી ચુલાપર ચડાવો અને તેમાં ગાજરની ચીરો નાંખો. તથા ખારેકના ઠળીઆ કાઢી નાંખી અંદર દાખલ કરો. જ્યારે દુધ સુકાઇ જાય ત્યારે ઉતારી લઈ છીપર પર બારીક લઢો. ખોપરૂ વગેરે સઘળા મેવાને ખાંડી જુદો રાખી મુકો. કીશમીશ આખી રહેવા દીઓ

પછી ઘીને ચુલાપર ચડાવો, તેની અંદર વાટેલા ગાજર તથા ખારેક નાખો. સાકર પણ નાખવી. જ્યારે પાકી લાલ થઇ જાય, ત્યારે ખાંડેલો મેવો નાંખવો, અને હલાવ્યા કરો. જ્યારે હલવા જેવું જાડું થાય ત્યારે ઉતારી લઇ એક રકાબીમા જમાવો પછી કકડા કરી ખાઓ.

## ૨૧ " પુડીંગ "

દુધ શેર એક, ઘી શેર પા, સાકર શેર પા, ઇંડા ત્રણ, એલચી પાંચ, એદાને ફોડી સફેદી જુદી કરો. પછી સફેદીને ચમચાથી ખુબ હ-

હાવો, જેથી ફીણ ફીણ થઇ જાય. પછી તેમાં બેદાની ભુરકી તથા દુધ દાખલ કરો. અને ખુબ હલાવો. જ્યારે એક જીવ થઇ જાય ત્યારે સા-કર નાંખી દો.

પછી પુડીંગ બનાવવાના વાસણ (જે ડબલ ટીનનું બનેલું ત-ઇયાર મળેછે. અથવા ટીનની ઉંડી રકાબી કે પ્યાલામાં) ઘી નાંખી કોય-લાની આંચપર રાખો અને ઘીમાં એલચીના બી નાંખો જ્યારે ઘી કકડી જાય ત્યારે તેમાં દુધ મળેલાં બેદાં નાંખી દો અને ઉપર રકાબી ઢાંકીદો અને નીચે ઉપર કોયલાની આંચ રાખો, થોડી થોડી વારે પછી જુઓ કે દાઝી તો નથી જાતું. જ્યારે જામી જાય અને રતાશ આવી જાય ત્યાદે ઉતારી લીઓ.

## (૨૨) "તેલનું ઘીઇ બનાવવું"

તલનું તેલ અરધો શેર, લઇ તેમાં એક શેર દહી ભેળવો. અને દહીં બળી જાય ત્યાં સુધી કડાઇમાં પકાવો. પછી તેને ગાળી લીઓ તો ઉમદા ઘી થઈ જશે આ તેલ કામમાં લેવાથી કાંઇ નુકશાન કરશે નહી,

## (૨૩) "કેરીની ચટણી"

કાચી કેરી શેર એક, ખાંડ શેર એક, આદુ અઢી તોલા, ખા-રેક શેર પા કીશમીશ પાંચ તોલા, કલોંજી અઢી તોલા, સુરકો અરધો શેર

પહેલાં કાચી કેરીઓને છોલી ગોટલી કાઢી નાખી છીપર પર લઢી તેમાં નીમક તથા મરચાં મેળવો. પછી આદુ ભેળલો. તથા કાપેલી ખારેક સાફ કરેલી કલોંજી અને કીશમીશ આખી તેમાં ભેળવી દીઓ.

પછી ખાંડની ચાસણી બનાવી તેમાં બધી ચીજો નાંખી દો. જ્યારે પાણી બળી જાય ત્યારે ચુલા પરથી ઉતારી લઇ બરણી ભરી દીઓ. આ ચટણી ૭ મહીના સુધી બગડતી નથી.

## ૨૪ " ગાજરની ચટણી "

ગાજર શેર અઢી, સુરકો તોલા અઢી, શાકર એક શેર, નીમક તોલા અઢી, કલોંજી અઢી તોલા, કીમમીશ પાંચ તોલા, ખારેક શેર પા લાલ મરચા તોલો સવા, આદુ તોલા અઢી.

ગાજરને છોલી ખમણીથી ખુમણો, પછી મરચાં, કલોંજી, આદુ, તથા નીમક વાટેલો, ખારેકમાંથી ઠળીઆ કાઢી નાખી બારીક કાતરો, પછી બધી ચીજોને મેળવી એક તપેલીમાં ચુલાપર ચઢાવો અને કડ્ગીરથી બરાબર હલાવ્યા કરો. જ્યારે ગાજર ગળી જાય ત્યારે ઉતારી લીઓ. બહુ પકાવો નહી. નહિતો કડવાશ આવી જશે. પછી ટાઢી પડી જાય ત્યારે બરણીમાં ભરી દો. અને મજબુત બધ કરો. જેથી ખુશબો નીકળવા પામે નહિ.

## ૨૫ " કેરીનો મુરબ્બો "

મોટી મોટી કેરી શેર ત્રણ, સાકર શેર ચાર, બદામના બી શેર અરધો, જાફરાન બે આની ભાર,

કેરીને છોલી તેની ગોટલી કાઢી નાંખો અને લાંબી મોટી ચીરો બનાવો આ ચીરોને રાત્રે ટાઢા પાણીમાં પલાળી રાખો. અને સવારે પાણીને નીતારી નાખો. બે ત્રણ વાર ત્રણ ત્રણ કલાકે નવું પાણી નાંખો અને ની-

તારી નાંખો પછી પાંચ શેર પાણીને ગરમ કરો. અને ઉકળતા પાણીમાં કેરીની ચીરોને નાંખી તરત બહાર કાઢી લો. (ગળવા દો નહિ) પછી આ ચીરો સફેદ કપડા પર રાખો. જેથી કરીને સુકી જાય.

પછી સાકર શેર ચારને અઢીના શેર પાણીમાં નાંખી ચાસણી બનાવો. જ્યારે તાર બંધાય ત્યારે ચાસણીને ઉતારી લીઓ. જયારે ચાસણી ઠરી જાય ત્યારે તેમાં કેરીની ચીરો નાંખી દો. બદામના બીને ગરમ પાણીથી છાલ ઉતારી નાંખો. આખા બી અંદર દાખલ કરો જાફરાનને કોરૂ વાટી અંદર નાંખો. ત્રીજે દીવસે એકવાર ફરીથી જરા જોશ દઇને એક બરણીમાં નાખી મજબુત બંધ કરો. અને બરણીને સુકી જગ્યામાં રાખો, ભીની જગ્યામાં રાખવાથી મુરબ્બો બગડી જશે.

વરશાદની મોશમમાં દરેક મુરબ્બાને એક વખત જરૂર ગરમ કરવો અને કોઇ કોઇ વખત તડકામાં રાખવો. આમ કરવાથી હંમેશ સારો રહેશે બગડશે નહિ.

## ૨૬ " કેરીનો હલવો.

ઉમદા કેરીનો મીઠો રસ શેર એક, દુધ અઢી શેર, ઘી અરધો શેર, સાંકર સવા શેર, બદામના બી પાંચ તોલા.

પહેલાં રસને કપડામાં ગાળી લેવો. જેથી રેશા નીકળી જાય પછી દુધમાં રસને રાંધો, જ્યારે સુકાઇને જાડું થઇ જાય ત્યારે ઘી નાંખી ભુંજો જ્યારે ખુશબો સારી રીતે નીકળે, ત્યારે સાકર નાંખી પકાવો. પછી બદામના બી નાંખી ઉતારી લીઓ અને ખાઓ.

## ૨૭ " ગોળની સુખડી (ગલ પાપડી) "

ઘઉંનો લોટ શેર એક, ગોળ શેર ા, ઘીઇ શેર અરધો, શાકરીઆ પાંચ ભાર લેવું.

તાંબાની કલઇ દીધેલી કડાઇમાં ઘીઇ નાખવું, તેમાં સાથે ગોળ નાખવો તે બંનેને સાથે ઉકાલવું જ્યારે ગોળ તરીને ઉપર ખોપરી બાઝી જાય ત્યારે લોટ નાખવો સાથે સાકરીઆ પણ નાખવી. તાવેથાથી ખુબ હલાવવી જ્યારે થાલામાં દબાય તેવી ઘટ થાય કે તરત ઉતારી લેવી જે થાલામાં કાઢી તેને ખુબ કશણી પછી પહોલી થાળામાં દાબી દેવી. ઠરી ગયા પછી તેને ખાવાના કામમાં લેવી.

## ૨૮ " ગોળનો શેરો. "

રવાનો લોટ શેર એક, ગોળ શેર પા, ઘીઇ શેર અરધો, એલચી ના દાણા પાંચ.

ગોળનો શેરો કરતી વખતે યાદ રાખવાનું કે પહેલાં કડાઈમાં પાણી મુકવું જે સાથે ગોળ નાંખી પાણીને ઉકાળવું જ્યારે ગોળ ગળી જાય ત્યારે પાણી બીજી તપેલીમાં કાઢી લેવું અને ગાળી લેવું અને કડાઇ સાફ કરી તેમાં ઘી નાંખવું અને ઉનુ થાય કે તરત રવો અથવા લોટ નાખવો. તાવેથાથી હલાવ્યા કરવું જારે લોટ શેકાઇ ને દાણો પડી જાય અને તેમાંથી સુગંધ છુટે ત્યારે ગરમ કરેલું પાણી તેમાં નાંખવું થોડીવાર રહેવા દઇને આસ્તે આસ્તે હલાવતા જવું જ્યારે પાણી બળી જાય અને ઘટ થાય કે તરત ઉતારી લેવો જેથી છુટો ફુલના જેવો શેરો થશે.

# પ્રકરણ—૪ થું.

## પવીત્ર લગ્ન ગાંઠ

**જેના** આજે પોતાના મામાના છોકરાના વિવાહ કરી આવી હતી. તેને મળવા તેની માસીની દીકરી બેન ફાતમાં આવી હતી. બપોરના જમણ બાદ બને બ્હેનો દીવાનખાનામાં બેસી લગ્નની વાતો કરે છે.

જેના—બ્હેન ફાતમા જાફરભાઇના વીવામાં બહુ મજા પડી. હું કોઇના નીકાહમાં ગઇ નહી હોવાથી નીકાહ વખતે ખાસ હું પાસે બેઠી હતી વળી ત્યાં જે નીકાહ પડાવવામાં આવ્યા તે ચોપડી પણ હું સાથે લઇ આવી છું પણ ભાશા અરબી હોવાથી હું સમજી શકતી નથી બ્હેન તમે મને સમજાવશો.

ફાતમા—બ્હેન જેના, હું મોટા બાઇ પાસેથી તેના અરથો શીખી ગઇ છું. તું તારી ચોપડીમાંથી બોલતી જા તેના હું તને અર્થ સમજાવું.

જેના—બ્હેન ફાતમાં લગ્ન એટલે શું અને નીકાહ શા માટે પડાય છે, તે મને શમજાવશો?

ફાતમા—બ્હેન જેના, તે ઘણો ઉતમ પ્રશ્ન કર્યો. જો આ સૃષ્ટિના કરણહારે મનુષ્ય ઊતપતી માટે જે ઉતમ લગ્ન ગાંઠના ધાર્મિક નીયમો બાંધ્યાછે, તેને 'નીકાહ' કહે છે હિન્દુઓમાં ચોરી બાંધી લગ્ન કરવામાં આવે છે, તે વખતે પણ બ્રાહ્મણો ધાર્મિક અર્થસુચક શ્લોકોથી દરેક ન્યાતોમાં પરણાવે છે અને તેજ મુજબ દરેક કોમમાં આ પ્રસંગ ઘણાજ માનથી અને પવિત્રતાથી ઉજવવામાં આવે છે. લગ્નથી કુદરતી સ્ત્રી-પુરૂષની જોડી બનાવવાનો મહાન ધાર્મિક કાયદો છે. મનુસ્મૃતીમાં વીવાહ ચાર

પ્રકારના કહેલા છે. પણ તેની સાથે આપણને સબંધ નહી હોવાથી અત્યારે તેનું લંબાણથી વીવેચન કરતાં નથી. ઇસ્લામના કાયદા અનુસાર આપણી કોમમાં જે પાક કલામો એ પ્રસંગે બોલાય છે તેને નીકાહ કહેવાય છે, નીકાહથી થયેલા વીવાહ ફક્ત હલાલ છે.

જેના–વાહવા બ્હેન ફાતમા, ખુદાવન્દતાલાએ આપણા સુખને અરથે તથા નિતી રીતી જાળવવાને માટે કેવા ઉતમ કાયદા બાંધી આપ્યા છે. બ્હેન, નીકાહમાં શરૂઆતમાં "વકીલ" નીમવામાં આવે છે તે શા માટે?

ફાતમા–જો બ્હેન આ પવિત્ર કાર્યના શાક્ષી તરીકે અને વર કન્યાને સમજાવી, આ પવિત્ર કાર્યના અમુલ્ય સુત્રોની કબુલાત આપનાર તરીકે વર અને કન્યા તરફથી વકીલો નીમવામાં આવે છે. વકીલોની નીમણુક વર અને કન્યા તરફથી તેમની રાજી ખુશીથી થાય છે; એટલે કે આ પવિત્ર કાર્યના શ્લોકો તેમના વતી બોલવાની તેમને તેઓ તરફથી સત્તા મળે છે, જે નીકાહમાં જોયું હશે કે વકીલોને તેવી સત્તા વર કન્યા તરફથી આપવામાં આવે છે.

જેના–હા હા બેન ફાતમા, પહેલાં નીકાહ પડાવનારે વર તથા કન્યા તરફથી વકીલોની માંગણી કરી અને વર કન્યાએ પોતાની તરફથી વકીલો નીમી વકીલ તરીકેની સત્તા આપી, એતો હું સમજી, પણ બહેન ત્યારબાદ "મ્હોર" માટે માંગણી કરવામાં આવી તે શા માટે? મ્હોર એટલે શું?

ફાતમા–વર પાસે કન્યા "મ્હોર" ની માંગણી કરે છે. જે નક્કી થયા બાદ "નિકાહ" પડાવવામાં આવે છે. "મ્હોર" એટલે "સ્ત્રીધન" મ્હોરની રકમ સ્ત્રીની ગણાય છે.

જેના--પણ બહેન, મ્હોરની તો ફક્ત કબુલાત લેવાય છે, કાંઇ રોકડા સ્ત્રીનાં નામે મુકવામાં આવતા નથી કે જામીન લેવામાં આવતા નથી.

ફાતમા--પણ તેની નોંધ જમાતી દફતરમાં થાય છે. અને જ્યારે ખુદા ન ખાસ્તાં ધણી ધણીયાંણી છુટા છેડા કરવા માંગે ત્યારે મ્હોર સ્ત્રીને અપાવવામાં આવે છે. તે અપાવવાનું કામ જમાતનું છે. એટલે તે માટે જામીનની કાંઇ જરૂર હોતી નથી, જમાત મ્હોર અપાવ્યા વગર છુટા છેડા કરી શકતી નથી.

જેના--બહેન ફાતમા મ્હોરની શું જરૂર હોય છે?

ફાતમા--સ્ત્રીધન તરીકે સ્ત્રી "તેની માલીક છે. પુરૂષ પોતાના તરફથી એટલી રકમ આપે છે. તેના ઉપર પછી પુરૂષનો હક રહેતો નથી છુટા છેડા થતી વખતે તે રકમ સ્ત્રીને આપ્યા વગર પુરૂષ તેને કહાડી મુકી શકતો નથી, આ મુજબ એક અબળા તરીકે તેને ટેકા રૂપ મ્હોર આપવાનો રીવાજ ઘણીજ બુદ્ધિથી કરવામાં આવ્યો હોય એમ જણાય છે. મ્હોરનો કાયદો સ્ત્રી તરફની દયાનો ભાવ બતાવે છે. જ્યારે પુરૂષ સ્ત્રીને છોડી આપે ત્યારે સ્ત્રી નિરાધાર ન બની જાય એવા હેતુસરજ આ કાયદો છે.

જેના--બહેન ફાતમા! જો મ્હોર કન્યા કબુલ ન કરે તો?

ફાતમા--બહેન જેના! બન્ને કબુલ કરે ત્યારે મ્હોર નક્કી થઇ કહેવાય, ત્યાં સુધી નીકાહનું કામ થઇ શકતું નથી. વરના ગજા મુજબ વરે મ્હોર આપવી જોઇએ અને તે મ્હોર કન્યાએ કબુલ કરવી જોઇએ. વર કન્યા તરફથી મ્હોર કબુલ થયા બાદજ નિકાહ પડાવવામાં આવે છે.

જેના--વારૂ બહેન, હવે મને નિકાહના અરથો સમજાવો.

જેના અરબી નીકાહની બુકમાંથી નીકાહ વાંચે છે અને ફાતમા તેના અરથો સમજાવે છે.

# આપણી ઇસમાઇલી કોમમાં પઢાતા પાક નિકાહ.

## બીસમીલ્લાહ હીર રહેમાન નીર રહીમ

અર્થ—દયાળુ અને કૃપાળુ ખુદાના નામથી શરૂ કરૂં છું.

**અલહમ્દો લીલ્લા હીલ્લઝી, મુસબ્બીગુલ જન્નતા શી ઝીલ્લીલ ઇકરામે વ જઅલન નિકાહા. સબબના લે બકાએ નસલીલ અનામ. વસીલતન. ઈલા ઇસ તવઝામન.** બીસ સવા એ. વલ ઇકરામે. નાઝેમુન. વજઅલલ આલમા. મરબુ-તન. બેહાઝલ ઇનતેઝામ. વ આહંમદ હુ. અલા મા ફદ્દલના બીહી મીનલ ઇકરામે. વ સલલલ્લા હો અલા સૈયદીલ અસ ફીયાએ. વખાતેમુલ અંબીયાએ. મોહમ્મદિન નબીયીલ મબઉસે. અલલ ખાસે. વલ આમ. વ અલા આલેહી વ ઇત રતેહીલ અમજદીલ ઇકરામ, અલ્લઝીના ઇઝાહુબલ્લાહો અન હુમુર રીજસા. વ તહહરાહુમ. તતહીરા. અલહમદો લીલ્લાહે ઇકરારન. બેનેઅમતેહી વલાએલાહા ઈલ્લલ્લાહો ઇખલાસન બેવહદાનીય્યતેહી. વસલ્લલ્લાહો અલા મોહમ્મદીન સઇયેદીલ બરીયતે વઅલલ અસફેયાએ મીન ઇતરતેહી. અમ્મા બઅદો ફકદ કાના મીન ફઝલીલ્લાહે અલલ અનામે અન અગનાહુમ બીલ હલાલ અનીલ હરામે ફકાલા સુબહાનહુ વતઆલા વ અનકેહુલ અયામા મીનકુમ. વસ્સાલેહીના મીન એબા દકુમ. વએમાએકુમ. ઇન યકુનુ ફુકરાઆ. યોગનેહુમુલ્લાહો મીન ફઝલેહી વલ્લાહો વાસેઉન અલીમ.

# દુઆના અર્થ.

ખુદાના સુકરાના ગુજારીએ છીએ કે જેણે જન્નત બનાવી છે, તે પોતાની ઉમ્મતના ખાન, પાન, સુખ અને આરામને વાસ્તે બનાવી છે. અને ખુદાતઆલાએ નીકાહ કરવાને હુકમ કર્યો છે અને કાયદો નીમ્યો છે, નીકાહ કરવાથી સવાબ થાય, ઉમ્મતમાં વધારો થાય અને ઇજ્જત વધે છે. પેગમ્બરોએ પણ ( કાયદો ) અખ્તીયાર કરેલ છે અને તે એક દીનનો કાયદો છે અને તે ખુદા તરફનો છે. એ કાયદો બધા ઓને બજાવવાની ફરજ છે અને ખુદાના સુકરાના અદા કરો કે જે તમોને નીકાહથી આડે રસ્તે જતા અટકાવે છે. તે કાયદો તમોને ખુદાએ દેખાડયો છે. જેટલા નબી છે તે બધાથી જે મોટો છે અને જેના પછી નબી નથી તેનું નામ મહમદ છે તેના ઉપર તથા તેની આલ ઉપર **સલવાતુલા અલેહીવ આલેહી વસલમ** એટલે તમે તેની આલ (હાજર ઇમામ) ઊપર સલવાત પડો. નબી મહમદ તથા તેની આલ ઊપર ખુદાના સલામ હોજો અને નબી મહમદ તથા તેની આલ માટે ખુદાતાલા પોતાના પાક કલામ કુરઆને મજીદમાં ફરમાવે છે કે, નબી મહમદ તથા તેની આલ પાક અને પાકીઝા છે, ખુદાની મેહેરબાનીના સુકરાના કરૂં છું અને ગવાહી આપુછુ કે ખુદાનો કોઈ શરીક નથી. અને ખુદાના સલામ નબી મહમદ તથા તેની આલ ઉપર હોજો. ખુદાવન્દ તાલાની મોટામાં મોટી મહેરબાની તેની ઊમ્મતપર એ છે જે, તેઓએ નીકાહ કરવા કે જેથી હરામ રસ્તે જતાં અટકે, અને તેના વીશે એક સુરા કુરઆને મજીદમાં છે કે,

" તમારા કુટુંબમાં અથવા તમારા દીનદારની સાથે નીકાહ કરો, અગર જો ગરીબ હોય તોપણ તેનો ખ્યાલ નહી કરો કારણ કે પરવરદીગાર ગરીબો માલદાર કરવા શકિતવાન છે."

( ઓરતનો વકીલ ત્રણ વખત બોલે. )

**અનકહતો મોવકકેલતી લેમોવકકેલકે અલલ મેહરીલ માલુમ.**

અર્થ.—મેં આ છોકરાને આ છોકરી સાથે પરણાવ્યો છે તથા તેની મ્હોરની મને ખબર છે.

( મરદનો વકીલ જવાબમાં ત્રણ વખત પડે. )

**કબીલતુન નીકાહા લેમોવકકેલી અલલ મેહરીલ માઅલુમ.**

અર્થ.—હું આ નીકાહ કબુલ કરૂં છું અને તેની મહોરની મને ખબર છે.

( ઓરતનો વકીલ ત્રણ વખત બોલે )

**ઝો વજતો મોવકકીલતી લેમોવકકેલાકે અલલ મેહરીલ માઅલુમ.**

અર્થ.—પરણાવ્યા આ છોકરીને આ છોકરા સાથે, અને તેની મ્હોરની મને ખબર છે.

( મરદનો વકીલ જવાબમાં ત્રણ વખત પડે. )

**કબીલતો તઝવીજા લેમોવકકીલી અલલ મેહરીલ માઅલુમ.**

અર્થ.—આ નિકાહ મેં કબુલ કર્યા છે અને છોકરીની મહોરની મને ખબર છે.

( ઓરતનો વકીલ ત્રણ વખત બોલે. )

**અનકાહતો વ ઝો વજતો મોવકકેલતી લેમોવકકેલ અલલ મેહરીલ માઅલુમ.**

નીકાહ પડી ને તેમને પરણાવ્યા છે તેની મહોરની મને ખબર છે.

( મરદનો વકીલ જવાબમાં ત્રણ વખત પડે. )

**કબીલ્તુ નીકાહા વત્તઝવીજ લેમોવક્કેલી અલલ મેહ્રીલ માઅલુમ.**

અર્થ.—નિકાહ કર્યા છે (તે છોકરાનું નામ તેનાબાપના નામ સાથે લેવું છોકરી ને તેના બાપનું નામ લઇને કહેવું.)

( તે પછી ઓરતનો વકીલ નીચે પ્રમાણે દુઆ પડે. )

**અલ્લાહુમ્મા અલ્લેફ બયનહોમા કમા અલ્લફતા બયના હઝરત આદમ વ હવ્વા.**

**અલ્લાહુમ્મા અલ્લેફ બયનહોમા કમા અલ્લફતા બયના હઝરત યુસુફ વ-ઝોલેખા.** „

**અલ્લાહુમ્મા અલ્લેફ બયનહોમા કમા અલ્લફતા બયના હઝરત ઇબરાહીમા વ સારા.**

**અલ્લાહુમ્મા અલ્લેફ બયનહોમા કમા અલ્લફતા બયના હઝરત મુસા વ સફુરા.**

**અલ્લાહુમ્મુા અલ્લેફ બયનહોમા કમા અલ્લફતા બયના હઝરત મોહમ્મદ મુસતફા (સ૦) વ ખદીજતુલ કુબરા (ર૦).**

**અલ્લાહુમ્મા અલ્લેફ બયનહોમા કમા અલ્લફતા બયના હઝરત અલી મુરતઝા વ ફાતેમા તુઝ ઝોહરા સલવાતુલ્લાહે અલયહીમ અજમઇન.**

પાક પરવરદીગારે જે પ્રમાણે હજરત આદમ તથા હવાનું જોડુ બનાવ્યુ અને તેમાં જેવી મીઠાસનો વાસ પુર્યો તેવી આ જોડામાં કરજો.

પાક પરવરદીગારે જે પ્રમાણે હજરત યુસુફ તથા ઝુલેખાના જોડા બનાબ્યા ને તેમાં મીઠાસ મેલ્યો તેજ પ્રમાણે આ જોડામાં મેલજો.

પાક પરવરદીગારે જે પ્રમાણે હજરત ઇબરાહીમ તથા સારાના જોડા બનાવ્યાં અને તેમાં જે મીઠાસ મેલ્યો, તેજ પ્રમાણે આ જોડામાં મેલજો.

પાક પરવરદીગારે જે પ્રમાણે હજરત મુસા તથા સફુરાનું જોડું બનાવ્યું, અને તેમાં જે મીઠાસ પેદા કર્યો, તેજ પ્રમાણે આ જોડામાં કરજો.

પાક પરવરદીગારે જે પ્રમાણે હજરત મહમદ મુસ્તફા તથા ખદીજતુલકુબરાના જોડા બનાવ્યાં, અને તેમાં મીઠાસ ઉત્પન્ન કરી, તેવી આ જોડામાં કરજો.

પાક પરવરદીગારે જે પ્રમાણે હઝરત અલીયુન મુરતઝા તથા બીબી ફાતુમતઝહોરા જેના ઉપર ખુદાના સલામ હોજો તેઓનો જોડો બનાવ્યો ને તેમાં મીઠાસ પેદા કર્યો તે પ્રમાણે આ જોડામાં કરજો.

## નીકાહતમામ.



## લગ્ન પ્રતિજ્ઞા.

વર—સહચારીણિ તુંજ છો, સુખ દુઃખમાં સંસાર,
જતન કરી હું જાળવીશ, ગુણયલ આ ગૃહનાર.
કન્યા—મુજ જીવનની દોરી છો, ભવસાગરની નાવ.
સ્નેહ થકી હું સાચવી, લઇશ અનુપમ લ્હાવ,
વર—કુટુંબની પોષક માનુની, ગૃહણી સુશિલ નાર,
ઉત્તમ મિત્ર ગણી તને, ઉતરીસ હું ભવપાર.
કન્યા—પૃથ્વીપરના મુજ પ્રભુ, સ્વામિ સાચા દેવ,
શાંતી સ્નેહ સુમન ધરી, કરીશ નિત્યે સેવ.

વર—વફાદારીને સત્યનો, પઢીસ નિત્યે પાઠ,
પત્ની વૃત પાળી રહુ, જન્મ મરણુની સાથ.
કન્યા—પતિવૃતાના ધર્મનો, સજી સહુ શણુગાર,
સદ્દગુણ આભુષણુ ધરી, ચાલીસ હું સંસાર.
વર—લગ્ન તણા શુભ હેતુનું, ધરી હમેશાં ધ્યાન,
પ્રસન્ન રાખીને સર્વદા, દઈશ સ્નેહ સન્માન.
કન્યા—વેલ સમી વળગી રહું, નાથ વૃક્ષની સાથ,
સુખ દુઃખમાં સતોષથી, ધરી નાથ સંગાથ.
વર—કલેશ સદા કડવો કરી, ભુલી સઘળા વાંક,
સંપ ધરીને ચાલશું, શીખી સાંતિ આંક.
કન્યા—નોકર ચાકર સર્વથી. વર્તન ઉત્તમ સાર,
પતિ કૃપાથી પામીશું, શિક્ષણુ સહુ સંસાર.
વર—ક્ષમા દયાને પ્રેમનો, જાપ જપી દિન રાત,
સુંદરી સ્નેહે ચાલશું, કરી સત્યનો સાર.
કન્યા—હૃદય મન્દિરે સર્વદા, ધરી નાથનું ધ્યાન,
મન વચનને કર્મથી, બનીશ હું નીષ્કામ.
વર—એક બીજાની ન્યુનતા, પુર્ણ કરીશું સાથ,
વિકાસ ક્રમના માર્ગમાં, પતિ પત્ની સંગાથ.
કન્યા—બે પાંખોથી ઉડશું, વિશ્વવ્યોમ મોઝાર,
જન્મે જન્મ મળો મને, આપ પતિ ભરથાર.

(રાસ મન્દિર ગો. દુ. રા.)



# પ્રકરણ ૫ મું.

---

## " ધણી પ્રત્યે સ્ત્રીની ફરજ "

નીકાહનો હેતુ એમ થાય છે કે, વર અને વહુ બંને સામસામા જમાતની રૂબરૂ પવિત્ર વચનથી બંધાય છે જે, એક બીજાના સુખમાં અને દુખમાં ભાગ લેવો. દરેક કામમાં એક બીજાને મદદ કરવી. પછી તે કામ સંસારીક હોય, અથવા તો ધાર્મીક હોય તો પણ બંનેએ સાથે મળી શુધ્ધ.ભાવનાથી કરવા.

સ્ત્રી પોતાના ધણી સાથે બંધાય છે કે—

મારા ધણીના કુટુંબમાં ઘરડા, બાળક, જુવાન સ્ત્રીઓ, વિગેરે જે કોઇ હશે, તેમની હું બરાબર સંભાળ રાખીશ, અને તે જેમ ખુશી રહે તેમ ચાલીશ, કોઇનું મન દુભાવીશ નહિ અને મને જે અન્ન પાન, વસ્ત્ર આભુષણ (ઘરાણા) વિગેરે શક્તિ પ્રમાણે મલે તેના ઉપર સંતોષ માની મનને રાજી રાખીશ. તેને માટે કલેશ કરી મારા પતીનું મન દુખાવીશ નહી.

મારા પતીના જમવાના વખતે જે ખોરાક ખાવાની તેમની ઇચ્છા થશે, તે પ્રમાણે ગળ્યા પદાર્થો, શાક ભાજી, અથાણા, પાપડો, ચટણી, વિગેરે ઘરની સંપતિ પ્રમાણે, દરેક સામગ્રી તૈયાર કરીશ અને રોજંદા તેમની સગવડ પ્રમાણે ગોઠવણ કરી રાખીશ તેમાં જરા પણ આળસ કરીશ નહિ. વળી જે જે હુકમ તેમના

તરફથી કરવામાં આવશે તે હું બરાબર પાળીશ, અને આડી અવળી ચાલીશ નહી.

હું અંદરથી અને બહારથી શુધ્ધ રહીશ દિલમાં કોઇ જાતનો દ્વેશ અને કપટ રાખીશ નહિ, તેમનું દિલ ખુશી રહે તેવા કપડા અને ઘરેણા પહેરીશ. સ્ત્રી જાતના સ્વભાવ પ્રમાણે હું જુઠું કોઇ દીવસ બોલીશ નહિ, સાચી વાણી ખરા મનથી, અને શરીરથી તેમના વિચારને તાબે થઇ, રાજી થશે તેવું કર્તવ્ય કરીશ કેમકે મારૂ સર્વ તેઓને અર્પણ કરેલ છે. જેટલો મને મારો પ્રાણ વ્હાલો છે, તેનાથી વિશેશ મારા પતીને વહાલા સમજીશ, કારણ કે, સ્ત્રી પોતાના પતિની સેવા કરે તેજ ખરી અર્ધાંગના કહેવાય.

પતિના ઉપર દુઃખ આવે તે વખતે ધીરજ રાખી દુઃખ સહન કરી ધણીને હિમત આપીશ, અને જેમ બને તેમ દુઃખ ઓછું કરવાનાં ઉપાય કરીશ. સુખ હશે ત્યારે ગર્વ કરીશ નહી. તેમના શિવાય બીજા પુરૂપ પ્રત્યે મન, વાણી, અને કાયાથી કોઇ પણ રીતનો સમાગમ કરીશ નહી. પરપુરૂપ સારો છે, રૂપાળો છે, એવા ખોટા વિચાર મનમાં કરવા તે પણ માનસિક ગુનાહ કહેવાય છે.

મારા ઘરમાં સર્વ જાતના કામકાજ કરવા તૈયાર રહીશ તેમાં આળશ રાખીશ નહી, તેમના માત પીતા, જે મારા સાસુ સસરા થાય, તેમની આજ્ઞાઓ શીર ઉપર ચડાવી સેવા કરીશ અને તેમનું મન જેમ રાજી રહે તેવી રીતે ચાલીશ. વળી મારા પતીના સગા સ્નેહી આવશે તેને મધુર વચનથી આવકાર આપી તેની આગતા સ્વાગતા કરીશ.

મારા પતી જે કાંઇ ધર્મના કામ કરશે. જેવાં કે હાજરઇમામની દસ્ત પોશી. દસોંદ નાના મોટા કાગવાં વિગેરેમાં શુધ્ધ અંતઃકરણથી સંપૂર્ણ રીતે સહાયભુત થઇશ, વળી દ્રવ્ય મેળવવાને માટે મારાથી જે બનશે તે ઘરમાં રહી કામ કરીશ, તેમના મનની ઇચ્છાને તાબે થઇ શુધ્ધ આચરણથી અનુસરી દરેક વખતે હાજર રહીશ.

આ વિવાહ પ્રસંગે જે જે કબુલાતો કરી છે, તેમાં આ બધા મળેલાં મારા પતીનાં સગાં અને મારા સગાં, તથા જમાતના અમલદારીઓ, વિગેરે શાક્ષી છે, અને તે સાક્ષીએ આજ તેઓ મારા પતિ (ધણી) થયા છે. મેં મારૂં સર્વસ્વ અથવા વધારે તો શું પણ મારો દેહ જે મનુષ્યને વધારે વહાલો છે તે પણ આજથી તેમની શેવામાં અર્પણ કર્યો છે. જેથી તે દેહ કાળજી રાખી પાલન પોષણ કરી તેને સીધે રસ્તે દોરી, મારો ઉધ્ધાર કરવો, તે તેમને સોપુ છું.

એ મુજબ એક સ્ત્રીની પોતાના વર (ધણી), પ્રત્યે શું ફરજ છે તે તેણીએ બરાબર જાણવું જોઇએ. ખુદાવન્દ તાલાએ સ્ત્રીને પેદા કરી છે તે ખાસ પોતાના ધણી પ્રત્યે વફાદાર રહેવા સારૂજ, નહિ કે અવળે રસ્તે ચાલવા માટે પેદા કરી છે. ધણીને રાજી રાખવા વહુએ ઘણુંજ ધ્યાન રાખવું. તેની ખુશીમાં ખુશી, તેની ગમીમાં ગમી, તેની ગરીબી, કે તવંગરી હાલતમાં દરેક વખતે ધણીની તાબેદારી ઉઠાવવી તે શાણી સ્ત્રીની ફરજ છે.

જેમ એક નોકર પોતાના માલીકના દરેક હુકમ બજાવે છે. તેવીજ રીતે સ્ત્રીએ પણ તેના દરેક હુકમ પ્રમાણે ચાલવું જોઇએ. કોઇ કામમાં તેને કદી ગુસ્સો થવા દેવો નહિ, પણ જાણે બંને એકજ હોય તેમ વર્તવું. જેમ જીવ એક ને ખોળીયા બે છે.

ખરાબ સ્વભાવની સ્ત્રીઓ, પોતાનો સંસાર પોતાને હાથે ધુળમાં મેળવે છે. તેનું કારણકે પીયરીયા પૈસાદાર હોય છે, અને ધણી ગરીબ હોય છે, તેથી તેનું માન રાખતી નથી, અને તેને મેણા ટોણાં મારે છે. વળી તેની દુનિઆની જંજાલોમાં મદદ કરતી નથી. અને તેના શબ્દોને માન આપતી.નથી. જેથી પોતે હલકા વિચારની છે તેવું સાબીત કરે છે; જો પોતે સારા ખાનદાનની હોય તો ધણીને કોઇ દીવસ સંતાપતી નથી, પણ દરેક દુ:ખમાં ભાગ લઇને તેની કેટલીક જંજાળો ઓછી કરે છે, જેથી ધણી ઘણો ખુશી થાય છે.

કેટલીક સ્ત્રીઓ પોતાના શોખ સારૂ ઘરાણાં માટે હઠ પકડે છે. ધણીની ઘરાણા ઘડાવવાની શક્તિ છે કે નહિ તે જોતી નથી, પણ પોતાની વાતને હઠ લઈ ધણીથી મોઢું ચડાવી ચાલે છે. આવી રીતે વર્તવાથી, ધણીની સાથે કંકાસ થાય છે અને ઘરમાં એક બીજાના જીવ ઉંચા રહે છે, માટે તેમ નહિ કરતાં જેવી આપણા ઘરની હાલત તે પ્રમાણે ચાલવું.

યાદ રાખો કે પુરૂષને ચોખ્ખાઇ બહુજ ગમે છે, જેથી તમારે ફુવડ સ્ત્રીમાં ખપવું જોઇએ નહિ, પણ રાંધવામાં, ખાવા પીવામાં,

કપડા લતામાં, હરેક ઘરના કામકાજમાં સફાઇ રાખવી કે જે પોતાના વરને પસંદ પડે, અને પોશાક શાદો અને સફાઇદાર પહેરવો જેથી વર જોઇને ખુશ થાય.

કેટલીક સ્ત્રીઓને ખરાબ આદત પડેલી હોય છે કે, જ્યારે પીયર જાય ત્યારે સાસરાના ઘરની વાતમાં મીઠું મરચું ભભરાવીને વાતુ કરે છે, જેથી બંને વેવાઇમાં કુસંપ થાય છે, એક બીજાને બોલે વેવાર નથી રહેતો. આ આદત ઘણીજ ખરાબ કહેવાય. એક બીજાની વાતને ઢાંકવી તે દરેક ડાહી સ્ત્રીની ફરજ છે અને વહાલાંઓમાં વીઘન નંખાવવું તેના જેવું પાપતું કામ બીજું કોઇ નથી, છેવટે અંજામ એ આવે છે કે એક બીજાને ઘરે જવાતું બંધ થાય છે. એટલે વહુને પણ જવા દેતા નથી, અને તેના ઉપર સખત જાપતો રાખે છે, જેથી તે ઘણું દુઃખ ભોગવે છે. માટે સમજવું કે મારી જીંદગી પીયરમાં નહિ, પણ સાસરામાં પુરી કરવાની છે. જેથી તેઓ રાજી રહે તેમ કરવું.

સ્ત્રીએ હમેશાં પ્રેમ ભરેલા શબ્દોથી ધણીની સાથે વાતચીત કરવી, તેના દરેક કામમાં મદદ કરવી, તેની ચીંતાઓ અને દુઃખમાં ભાગ લેવો. તેની સેવા ચાકરી કરવી, તેને ખવરાવીને ખાવું તેને નવરાવી, ધોવરાવી, દરેક જાતના સુખની સગવડ જાતી મહેનતથી પુરી પાડવી, તેના વિચાર વિરૂદ્ધ ચાલવું નહિ.

તેની રજા સિવાય બહાર જવું નહિ. તેની છાની વાત કોઇને કહેવી નહિ. તેના સગાં વ્હાલાઓ સાથે હળી મળી ચાલવું, તેઓને નકામા સંતાપી કંટાળો આપવો નહિ.

સ્ત્રીઓની મુખ્ય ત્રણ ફરજ છે. (૧) ગૃહણી તરીકે, (૨) માતા તરીકે, (૩) નોકર તરીકે, પતિની સેવા કરવા તત્પર રહેવું, ધણીને જમાડી જમવું, અને રાજી કરવામાં માતાના જેવો પ્રેમ વાપરવાનો અને સંસારીક બાબતમાં એક ગૃહણી તરીકેની ફરજ બજાવવાની છે. દરેક શાણી સ્ત્રીએ શીખવું જોઇએ, કે પતિ તે પરમેશ્વર છે. પૈસા, સુખ, સંપતિ, સોભાગ્ય, સઘળું પતિમાંજ સમાયેલું છે, પતિ વગરની સ્ત્રીજ નથી, બાલકે તેની જીંદગી વૃથા છે. માટે બ્હેનો પોતાનો દરજ્જો સમજીને પોતાના પતિના દરેક કામને માન આપી તેની ફરજ અદા કરશે તો, ઘણોજ ફાયદો મેલવશે.



## "સ્ત્રીઓને નેક નસીહતો."



(૧) તમારા ધણીના ખાનગી કાગળો, ખુલ્લાં હોય તો પણ તમારે તેની રજા સિવાય વાંચવા કે ફોડવા નહિ.

(૨) ધણીની સાથે વાતચીત કરતી વખતે નીચી નજર રાખી ઘણીજ નમ્રતા અને મીઠા શબ્દોથી વાત કરવી.

(૩) ધણીની સાથે રીસાવાની ટેવ રાખશો નહી. પણ જો તમારા કામથી નારાજ થાય તો તમે તેને મનાવી દયો.

(૪) જેટલી વાત ધણીની રૂબરૂમાં થાય, તેટલી પેટમાં રાખવી, ધણીના વિષે ખોટા વહેમ લાવવા નહિ, અને તે સારોજ છે તેવો ખ્યાલ રાખવો.

(૫) ધણી પોતાની આવકનો ગમે તેમ ઉપયોગ કરે, તેમાં કોઇ દીવસ વચ્ચે પડવું નહી. તેમ તેને હીસાબ પુછવો નહિ, જેટલું તમોને ઘર ખરચી માટે આપે તેટલામાંથી તમો કરકસર કરીને બચાવો, જેથી આગલ કામ આવશે.

(૬) જ્યારે ધણી ધંધાથી કે નોકરીથી ફારેગ થઈ, ઘરે આવે, ત્યારે તેનો થાક ઉતરે તેવા વિવેકથી વર્તવું જેવી તેવી કુથલીની વાતો ન કરવી, તેમ ઘરમાં જણુંસ ભાંવ થઇ રહી હોય તો તેવી વાતનો કંટાળો આપવો નહિ.

(૭) તમારો વર ખોડ ખાપણ વાળો હોય, ગરીબ કે અમીર હોય, ગમે તેવો હોય તો પણ તમારે તેના વિષે, હલકો વિચાર બાંધવો નહિ, પણ તે ઉત્તમ છે, તેમ સમજી તેને માન આપવું,

(૮) સાસુ નણંદના વચનો માથા ઉપર ચડાવવા, અને દુઃખ લાગે તેવા વચનો કહે તોપણ મનમાં લાવો નહિ, દરેક વાતને હસીને ટાળી દો, કેમકે તમારા વરના માબાપ છે, તેની તમારે માથે ફરજે અદા કરવાની છે, જે કરવી. તમારી ખુબ સુરતી, તમારા મા બાપની દોલત, કે તમારા ડહાપણના વખાણ કોઇ દીવસ કરશો નહિ, પણ તમારા સાસરા ઉંચા અને નેક છે તેવુંજ હમેશા મનમાં સમજીને તેમને માન આપવું જેથી ધણી તમારા ઉપર ખુશી થશે.

(૯) ધણી શું કામ કરવાથી રાજી રહે, અને કયા કામથી નારાજ થાય છે તે બરાબર સમજવું જોઇએ. તમારે તથા તમારા બચ્ચાંઓને ગદા રહેવું નહી, કે જેથી તમારા ધણીને આનંદ થશે.

(૧૦) દરેક સ્ત્રીએ પોતાનો પોશાક અને ઘરની વસ્તુ ખરીદવામાં કરકસર કરવી, ઉડાઉપણાનો ત્યાગ કરવો, વગેરે કરકસર છે, તેજ દોલત બચાવી ગણાય છે.

(૧૧) જ્યારે તમોને તમારો ધણી બોલાવે, ત્યારે તેની પાસે જાઓ, અને જેની જરૂર હોય તે તેને પુરી પાડો, તેમાં ખામી આવવા દેવી નહિ.

(૧૨) તમારા ઘરાણાં, પોશાક, પણ વરની ખુશી પ્રમાણે પહેરો. તે નાખુશ થાય તેવો પોશાક પહેરવો, અથવા શીવડાવવો નહી, તેની રજા શિવાય પર પુરૂષ સાથે વાત કરવી નહિ, કેમકે પુરૂષો હમેશા વ્હેમી હોય છે. તેઓ તમારા વિષે તરત હલકુ વિચારશે અને ખોટી રીતે બે આબરૂ થશો.

(૧૩) તમારી વાત ઉપર ધણી ધ્યાન આપતો ન હોય તો, તેને ફોશલાવી, સમજાવી, રાજી કરી, તમારૂં કામ કરો, પણ કંકાશ કે કુસંપ કરશો નહિ.

(૧૪) બચ્ચાંઓ ઉપર તથા ધણી ઉપર, ગુસ્સે થવુ નહી. તેમની રૂબરૂમાં અઘટિત શબ્દો બોલવા નહિ, સારૂ સારૂ ખાવાની ટેવ પાડવી નહિ, પણ જેવી પોતાના ઘરની હાલત હોય તે ઉપર સંતોષ રાખી ચાલવું.

(૧૫) ધણીની તાબેદારી કરવામાં, તેનો હુકમ ઉઠાવવામાં, કોઇ દીવસ પાછી પાની કરવી નહિ, તેમાંજ સ્ત્રીઓનુ ગૌરવ સમાએલું છે.

ઉપરની શિખામણો પ્રમાણે વર્તન કરનાર સ્ત્રી ઘણુંજ સુખ મેલવશે. તેમને આજુબાજુમાં, સગા વહાલામાં તેનો દરજ્જો સૌ ઉંચો ગણુશે, માટે જો ઉપરના ગુણ ધરાવતા હશો તોજ સ્ત્રી પણાને લાયક ગણાશો.



## "સાસુ સસરા પ્રત્યે ફરજ."



સાસુ સસરાને મુરબ્બી અને પોતાના માબાપ તુલ્ય ગણવા જોઇએ, સંસારમાં ચાર માવતર ગણાય છે. જેમાં બે માવતર આપણો જન્મ આપનાર, અને પાળી પોષીને મોટા કરી ઉમદા કેલવણી આપી, સાસરે વિદાય કરે છે, અને તે સિવાય બીજા બે માવતર સાસુ સસરો છે. જેના સાથે જીંદગીનો મોટો ભાગ વ્યતિત કરવો પડે છે. માટે તેઓને જે સ્ત્રી માન નથી આપતી તે સ્ત્રી પોતાનો સ્ત્રી ધર્મ ભુલી જાય છે. સ્ત્રીએ સાસરામાં કેમ વર્તવું તેનું શિક્ષણ પોતાના પીયરમાં માતા તરફથી મલ્યું હશે તો તે સાસુ, સસરા, નણંદ, જેઠાણી, વિગેરેની પ્રિતી મેળવશે જેથી ઘણુંજ સુખરૂપ સાસરૂ થશે, અને ઉલટા લક્ષણ ધરાવનારી સ્ત્રીમાં શરમ થોડી હશે અને સ્વભાવે કલાંઠ હશે, તો સાસરીયામાં બીલકુલ માન પામશે નહી, ને હમેશાં મેણા સાંભળવા પડશે.

યાદ રાખો કે માવતરનું ઘર છોડીને દરેક કન્યાને સાસરે પતિના ઘરે જવાનું છે માટે પોતાના ધણીના મા બાપ સાથે વસવું છે, તો તેઓને મુરબ્બી સમજી તેઓની દરેક આજ્ઞાને શીરપર ચડાવવી જોઇએ, નહિ કે તેઓને કજીઆ કંકાસ કરી પજવવા જોઇએ, અને જો પજવશો તો દુન્યામાં દુઃખી થશો, અને ખુદાના ગુન્હેગાર થશો.

આ સંસારમાં આપણે મુસાફર છઇએ. જીંદગીનો કાંઇ ભરૂસો નથી જે, કેટલા વરસે આપણી મુસાફરી પુરી થશે. તેવું સમજી જીંદગીનો સદ ઉપયોગ કરવો. જેમાં સંસારીક, વ્યવહારિક, ધાર્મીક, કેળવણી લેવી જોઇએ, વળી હુન્નર શીખવા જોઇએ, જેથી દુન્યામાં સુખ અને માન મેળવશો તેમ આખરતમાં પણ ખુદાવન્દા રૂહને શાંન્તી આપશે, સાસરીયા ગરીબ હોય તોપણ તેવી હાલતથી સંતોષ રાખવો, ને કદાચ પૈસાદાર હોય તોપણ તેમની દરેક મરજી પ્રમાણે ચાલવું તેજ સ્ત્રીનો ખરો ધર્મ છે.

ડાહી અને અકલવાળી સ્ત્રી તે કહેવાય કે, સંસારીક અનેક તરેહની ખટપટમાંથી બચાવનાર, દુનિઆનો અનુભવ શિખવનાર, સાસુ સસરાથી જુદું ઘર લઇ રહેવાનો વિચાર કરે નહી, તેમના સાથે રહીને ગૃહ કારભાર ચલાવતાં શીખવું જોઇએ. જુદા રહીને ગૃહ સંસાર ચલાવવો તે કામ ઘણું કઠણ છે, માટે તેઓની જીંદગી સુધી સાથે રહી અનુભવ મેળવવો, અને, તેનાથી જુદા થવાની ઇચ્છાનો ત્યાગ કરવો,

બંને વેવાઇઓએ રાજી ખુશીથી પોતાના બચ્ચાઓના વીવાહ કર્યા હોય છે પણ વહુ જ્યારે સાસરે આવતી જતી થાય છે, અને થોડો સમય વિત્યા બાદ તેમનામાં નાખુશી પેદા થાય છે. તેનું કારણ કે વહુને સાસુ સસરા, અને પોતાના ધણીના કુટુંબીઓ સાથે રહેવું ગમતું નથી, તેથી આડું અવળું બોલે, બરાબર કામ કરે નહિ. તેથી કુસંપ થાય છે. પોતાના વરના ઉપર તેના માબાપ ગુસ્સે રહે છે, કે વહુને કાંઇ કહેતો નથી, આવી અણગમતી બાબતો બને છે. તેનું કારણ વહુ અણસમજુ અને મુર્ખ હોવાનું હોય છે. માટે સાસુ, સસરાની મર્યાદા રાખવી, તેથી સાસરામાં માન પામશે. જે માટે માતાએ પોતાની દીકરીને ઘણીજ ઉમદા શિખામણ આપવી જોઇએ છે, તે સાથે માતાએ પણ ઉત્તમ લક્ષણો રાખવાં જોઇએ, કે જેથી પોતાની પુત્રીમાં સારા ગુણ ઉતરે. દીકરીઓએ સાસરામાં ઉત્તમ ફરજ બજાવવાની છે. જેવી કે સાસુ, સસરાની સેવા કરવી, જેથી તેઓનાં આત્મા રાજી થઇ આશીર્વાદ આપે, જેનાથી સંસારમાં સુખી થવાય છે.

કેટલીક અજ્ઞાન ઓરતો સાસુ, સસરા પોતાના કબજામાં કેમ આવે, તેને સારૂ તાવીજ, દોરા, ધાગા વિગેરે ચીજો મંગાવે છે પણ યાદ રાખો કે, તેવી કોઇ પણ ચીજ હસ્તી ધરાવતી નથી પણ લુચ્ચા લોકો ફક્ત તમારી અજ્ઞાનતાનો લાભ લઇ તમને પૈસાની તથા આબરૂની હાની કરી ખોટે રસ્તે દોરવે છે. અને તેઓએ પેટ ભરવાના પાપળા ઉભા કરેલા છે, માટે તેવા ખરાબ માણસોનો સંગ કરવા નહીં.

સાસરીઆમાંના સરવે માણસોને તમારા કરવા હોય તો, વિવેક, સબુરી, નમનતાઇથી સરવે સાથે વર્તો, જેથી તેઓ તમારા ઉપર ઘણો પ્રેમ કરશે, અને જેમ તમે કહેશો તેમજ કરશે. માટે સંપ ત્યાં લક્ષ્મી, અને કુસંપ ત્યાં દુઃખ હોય છે.

સાસરીઆમાં વધારે બોલવાથી માન ઘટે છે, જેથી જરૂર જેટલું બોલવું. કોઇને માઠું લાગે તેવા અપશબ્દો બોલવા નહિ, પણ સૌ સાથે હસતો ચહેરો રાખી આસ્તેથી, મીઠા શબ્દોથી વાત કરવી. જેથી સાસરીઆ સરવેનો ચાહ વધશે, તેમાં ખાસ ધણીનો ચાહ મેળવવા વધારે તજવીજ કરજો. જેમ બને તેમ તેના મીજાજ પ્રમાણે ચાલવું અને દરેક કામ તેમની મરજી મુજબ કરવાં.

આપણા મતલબ સારૂ તેમની મરજી વિરૂધ્ધ કોઇ કામ હઠીલાઇથી પરાણે કરાવવું નહિ, પણ જે વખતે રાજી ખુશીમાં હોય, ત્યારે આપણે ખુશી કરીને પોતાનું કામ કરી લેવું.

સાસુ કે નણંદ કામ કરતા હોય, ત્યારે આપણે બેસી રહેવું નહિ, પણ તેઓના હાથમાંથી કામ પડતું મુકાવી પોતે કરવા માંડવું, તેજ તેની પ્રીતી મેળવવાનું સાધન છે.

સાસરામાં કોઇની છાની વાત સાંભળવી નહીં. તેમ પોતાની વાત બીજાઓ કરે છે, તેવો વહેમ લાવવો નહિ. આપણાથી જેઓ ઉમરે મોટા છે, તેઓની મર્યાદા જાળવી, અદબથી ચાલવું. નાનાઓ સાથે માયાળુપણે વર્તવું.

ઘરના રાંધણીઆમાં જેમ બને તેમ રસોઇ ચોખ્ખાઇથી રાંધવી, અને દરેક વસ્તુ ઢાંકી રાખવી, જાળાં વિગેરે કોઇ ચીજ ખાવાના સામાનમાં પડે નહિ તે બરાબર જોવું.

જીવને હમેશાં આનંદમાં રાખવો, જ્યારે કોઇ આપણને બોલાવે ત્યારે "જી" કહીને જવાબ દેવો. અને તે જે કામ બતાવે તે તરત દીલ દઇને કરી આપવું, જેથી ઘરના તમામ માણસો તમારા થઇ જશે. અને જેમ તેને દોરવશો તેમ દોરાશે.

"વનો વેરીને વશ કરે" તે મુજબ દુનિઆમાં રહેલા આપણા સગામાં જો નરમાશથી કામ લઇએ, તો કોઇની સાથે બગાડ થાય નહિ,

સાસુ, સસરા જ્યાં સુધી જીવતા હોય ત્યાં સુધી સાથે રહેવું તે દરેક વહુની ફરજ છે. તેમની ચાકરી, બરદાસ કરો, તેઓ જેમ રાજી થાય તેમ ચાલો, તેમાં કદાચ દુઃખ પડે તો સહન કરો પણ તેમનું મન દુઃખાવો નહિ, યાદ રાખો કે સબરનો બદલો હમેશાં સારો મળે છે, અને બે સબરનો બદલો દરેક કામ બગાડે છે.

નણુદોએ હમેશાં યાદ રાખવું કે, આ ઘર છે તે મારી ભાભીનું છે, મારે તો અહીંથી મારે સાસરે જવું પડશે, જેથી ભાભીને કાંઇ દુઃખ દેવું નહિ, કારણકે ભાભી ભવિષ્યમાં ઘરની ધણીયાણી થવાની છે. તે દીવસ નણુંદ સાથે સારૂ ન હોયતો નણુંદને પોતાને ઘરે કોઇ દીવસ બોલાવતી નથી, તેમજ સરઅવસરે ગણતરીમાં ગણતી નથી, માટે નણુંદોએ પોતાની ભાભીની ખરીખોટી વાતો પોતાના માવતરને કહીને કુસંપ કરાવવો નહિ. દરેક રીતે ભાભીના કામને સવળતા કરી આપવી, અને તેના ગુણ ગાવા, જેથી તમોને ભવિષ્યમાં ફાયદો થશે, જેથી નણુંદોએ બહુ

વિચારવાનું છે, નવી પરણીને આવેલી ભાભીને સો તરેહની નવા ઘરમાં ખુટ પડે છે તો તેને દરેક સુખ સગવડ પોતાના હાથે કરી દેવી જોઇએ. કોઇ વાતની અડચણ પડવા દેવી નહીં જેથી તે તમારો ઉપકાર માનશે.

## "સાસરીયું."

(ઢાળ–ઓધવ નંદનો છોરો તે નમેરો થયોરે લોલ)

સખી સાસરીયું સ્નેહ સમુ ધામ છેરે લોલ,
સુખ શાંતિ તણું વિશ્રામ છેરે લોલ.... સખી૦
મુજ સાસરાજી દયા દેવ તાતજીરે લોલ,
સ્નેહ–સાસડી માતસમાં શોભતારે લોલ;
મુજ નણુદી સુખોની આરામ છેરે લોલ,
સખી સાસરીયું સ્નેહ સમું ધામ છેરે લોલ.
મુજ દેર જેઠ ક્ષમા સત્વ રૂદ્ર છેરે લોલ;
જેની સીળી છાયાં અદભુત છેરે લોલ,
કંથ કોડીલો પ્રેમ પ્રભુ કહાન છેરે લોલ.
સખી સાસરીયુ સ્નેહ સમુ ધામ છેરે લોલ.
દયા ધર્મ તણું રાજ્ય રૂડું શોભતુંરે લોલ,
સંપ સ્નેહ તણું તેજ સદ ઓપતુંરે લોલ;
સદા સુન્દરી જીવન તણું ગામ છેરે લોલ.
સખી સાસરીયું સ્નેહ સમું ધામ છેરે લોલ.

(રાસમન્દિર ગો. દુ. રા.)

# ત્રીત્ય ખંડ.



## પ્રકરણ ૧ લું.



### " તરૂણાવસ્થા. "

બાળા, (દીકરી)ની ઉમ્મરના બારથી તેર વર્ષ પુરા થયા પછી શરિરમાં અજબ પ્રકારના ફેરફારો થાય છે. શરીરના દરેક અવ્યવો, વધે છે. શરિર ઘટ અને મજબુત બાંધાનું બનતું જાય છે કાલું ઘેલું હસમુખું બોલવું અને નિર્દોષ પણું ચાલ્યું જાય છે. બીજાઓની સાથે વાત કરતાં શરમ આવે છે, સંસારનું ધુંસરૂં ઉપાડી લેવાની મરજી થાય છે. વાચાલપણું મટી, મોઢા ઉપર ગંભીરતા આવે છે, અને નાની છોકરી મટી તરૂણા વસ્થા (ભર જુવાની) બાળાની થાય છે. ત્યારે તેને ખબર પડે છે કે, હું હવે બાળપણામાંથી નીકળી તરૂણા વસ્થામાં પ્રવેશી, તેથી સંસારની રૂઢીઓનું તેને ભાન આવે છે. માતા પીતા, ભાઇ, બ્હેનોની સાથે છુટથી વાત કરતાં શરમાય છે. ગાલપર રતાશ આવે છે અને શરીરની નસોમાં નવું લોહી ઉછળતું વહે છે. જુવાનીમાં આવતાંજ એક જાણવા જોગ ફેરફાર થાય છે, તે એ છે કે હેજ આવવા માંડે છે, અને નીયમીત માસિક માંદગી શરૂ થાય છે.

"**માશીક માંદગી**" એટલે "અટકાવ, છેટે બેસવું તે." દર મહિને હેજ આવવું શરૂ થાય છે, અને તે એમ સુચવે છે કે, હવે બાળા યુવાન થઇ છે. શરિરના અવયવો ખીલવા માંડે છે. તેની ચાલ ચલણુમાં ફેર પડી જાય છે. આગલી ઉચ્છખળતાં નાશ પામે છે, અવાજ શરમ ભર્યો વિનયથી ભરપુર હોય છે અને નજર સામે નજર માંડી જવાબ આપી શકાતો નથી.

કુદરતી નિયમ પ્રમાણે, એક ઓરત જયારે બાળા મટીને પુખ્ત ઉમ્મરે આવે છે ત્યારે તેને માસિક ઋતુ, શ્રાવ, શરૂ થઇ, રજો દર્શન થાય છે. તેવે સમયે કેટલીક અજ્ઞાન કન્યાઓ તેને અટકાવવા અથવા તો છુપાવવા કોશેષ કરે છે. જેમ કરવાથી ભયંકર હાની થવા સંભવ છે. વળી તે પ્રસંગે ખાવા પીવાની ચીજો નીયમસર નહી ખાય તો, અનેક જાતના રોગ ઉત્પન્ન થાય છે.

માસિક રજો દર્શન, દર સતાવીશ દહાડે, દેખાવ આપે છે. અને ત્રણ થી પાંચ દિવસ સુધી, અને વખતે તેથી પણ વધુ દિવસ ચાલુ રહે છે.

પૈસા પાત્ર માણુસોની દીકરીઓને "રજો દર્શન" વહેલું પ્રાપ્ત થાય છે, અને સાધરણ ગરીબ માણસોમાં મોડું જોવામાં આવે છે. કોઇવાર એકવાર દેખાવ આપી, ફરી બે કે ત્રણ માસ દેખાતું નથી. તો તેને માટે તરત ઉપાય લેવા જોઇએ. દારતાન આવતી વખતે કેટલીક છોકરીઓને પીડા થાય છે, અને

વખતે લોહી પણ સાથે જતું જોવામાં આવે છે. તેનો અટકાવ કરવો, કારણકે તે લોહી શરિરને નુકશાન કર્તા છે. દાસ્તાનનો રંગ ફીકકો લાલ હોય છે અને વાસ આવતી નથી, પણ તેમાં કાંઇ ફેરફાર હોયતો એમ સમજવું કે કાંઇક રોગ થયો છે.

શ્રાવ (હેજ) બંધ થાય તો પ્રદર રોગ થયો છે, તેમ સમજવું. તેની પુરી તપાસ હુશિયાર દાઇ અથવા સ્ત્રી ડાકટર પાસે કરાવવી અને તે જે ઉપાય બતાવે તે કરી અને નિયમસર હેજ આવવું શરૂ થાય તેમ કરવું.

ગરમ દેશમાં જ્યારે છોકરીની ઉમર બાર વરસની થાય કે તરતજ હેજ આવવું શરૂ થાય છે. ઠંડા દેશમાં તેમ બનતું નથી, પણ ઘણી લાંબી મુદતે દુર બેસવાનું શરૂ થાય છે, એટલે લગભગ સોળથી એકવીશ વરસની ઉમરે શરૂ થાય છે. અને ઘણું કરી પીસ્તાળીશ વર્ષે બંધ થાય છે. જ્યારે તે ક્રિયા બંધ થાય ત્યારે એમ સમજવું કે હવે હમેશ રહેશે નહિ.

કેટલીક નાદાન સ્ત્રીઓને આ દીવસો શરૂ થાય છે અને માસિક માંદગીમાં લોહીનું આવવું જુએ છે કે, તરત ડરે છે. અને ટાઢા પાણીએથી ધોઇ નાંખે છે, પણ તેમ ન કરતાં તરત પોતાની માને વાત કરવી. કે અજ્ઞાનતાથી રોગ થતા અટકે.

દાસ્તાન આવતી વખતે નીચેની સુચનાઓ ઉપર ધ્યાન આપવું કે જેથી કેટલીએક જાતના રોગ થશે નહિ.

(૧) "માસિક માંદગી" (હેજ આવવાનું શરૂ થાય) ત્યારે જેમ બને તેમ શરીરને આરામ આપવો. ઘરનું કામકાજ કરવું નહિ, તેમ કોઇ પણ પવિત્ર ચીજને અડકવું નહિ, તેમ પોતાની મા અથવા મોટી ભાભીને તે વાતથી વાકેફ કરવાં.

(૨) દુર બેઠેલી બાઇએ શાદી, ગમીમાં ભાગ લેવો નહિ જ્યાં વધારે વાજીંત્ર વાગતા હોય, અગર ઘણી કોલાહોળ થતી હોય તેવે ઠેકાણે બીલકુલ જવું નહિ.

(૩) રજસ્વલા ઓરતે ઉતાવળા ચાલવુ નહિ. દાદરના પગથીઆ જલદી ચડવા નહિ, ટાઢા પાણીએ નહાવું નહિ, રાતની વાશી ચીજ ખાવી નહિ, વરસાદનાં પાણીમાં પલળવું નહિ, શરબત, છાશ, દહીં, બરફ વિગેરે શરદી થાય તેવી ચીજો ખાવી નહિ, વગેરે પરહેજી પાળવી.

(૪) પુસ્તકો વાંચવા પણ જેમાંથી ઘણો હરખ પેદા થાય, અથવા શોક (દીલગીરી) પેદા થાય તેવા પુસ્તકો વાંચવા નહિ, પણ જ્ઞાનમય શાસ્ત્રો વાંચવાથી મન શાંત રહેશે.

(૫) અટકાવમાં બેઠેલી ઘણી બાઇઓને ઝાડો કબજ થાય છે. ખોરાક ભારે લેવાથી તેમ બને છે પણ તેમ ન કરતાં સાદો ખોરાક લેવો. જેથી ઝાડો સાફ આવશે મન આનંદમાં રહેશે. અને સુસ્તી ઉડી જશે.

(૬) કુદરતી નિયમાનુસાર માસિક માંદગી દર મહિને આવ્યા કરે છે. પણ જ્યારે તેમાં ફેરફાર થાય એટલે વહેલું કે મોડું આવે અથવા

તો ઘણા દીવસ બંધ થાય ત્યારે સમજવું કે કાંઇક રોગ થયો છે. તેના તરત તાત્કાલીક ઉપાય કરાવવામાં આળશ રાખવી નહિ. કારણ કે તેમાંથી વંધ્યા (વાંજીઆપણાનો) રોગ થઇ જાય છે જેથી પ્રજા થતી અટકે છે.

જ્યારે ગર્ભ રહે છે, ત્યારે શ્રાવ (હેજ) નું આવવું બંધ થાય છે. જેથી એમ સમજાય છે કે કાંઇ બીમારી નથી. માસિક માંદગીના નિયમો બરાબર પળાય નહિ તો તેમાંથી ક્ષયરોગ થાય છે. માટે અટકાવ અનિયમિત આવે કે તુરત તેનો ઉપાય કરવો પણ બેપરવાઇ રાખવી નહિ.



# પ્રકરણ ૨ જું.

## ગર્ભવંતી સ્ત્રીને સમજવા લાયક હકીકત.

સ્ત્રીઓના શરિરની અંદર પેટમાં ડુંટીની નીચેના ભાગને ગર્ભસ્થાન કહે છે. તે કુદરતની બનાવટનો નમુનો, અને ખુદાવન્દતાલાની અલૌકીક શક્તિનું ભાન કરાવે છે. ગર્ભસ્થાનનો આકાર લંબગોળ અને રંગે સફેદ હોય છે. જ્યાં સુધી ગર્ભ રહેલો ન હોય, ત્યાં સુધી ગર્ભસ્થાનની લંબાઇ સાધારણ રીતે અઢી ઇંચથી વધારે હોતી નથી, પણ જેમ જેમ ગર્ભ મોટો થતો જાય છે, તેમ તેમ તેની લંબાઇ પહોળાઇમાં ઘણો વધારો થાય છે.

## ગર્ભ રહ્યાની નિશાની.

એક સ્ત્રીને ગર્ભ (હમેલ) રહેલો છે તેની ખાત્રી માટે નીચે મુજબ નીશાનીયો જણાય છે.

પ્રથમ તેને માસિક માંદગી ( દુર બેસવાનું ) બંધ થાય છે. કેટલીક સ્ત્રીઓને ઉલટી યાને ઉબકા થાય છે, નિદ્રા ઓછી આવે છે. કેટલાક પદાર્થો ખાવાની રૂચી થતી નથી, અને કેટલીક ચીજો જેવી કે ખાટી, ખારી, તીખી ચીજો ખાવાની વધારે ઇચ્છા થાય છે. વળી કેટલીક સ્ત્રીઓને માટી, ભુતડો અને કોયલા ખાવાની પણ ઇચ્છા થાય છે. ગર્ભવાળી સ્ત્રીને હમેશાં મોળ ( મોઢામાંથી પાણીનું છુટવું ) બહુ આવે છે. અને મોઢું આવે છે, ભુખ ઓછી લાગે છે. છાતીમાં દુધ પેદા થાય છે જેથી તેનો આકાર વધે છે અને ઉપરની બીટડી કાળી થાય છે, પેટ પેડું મોટા થાય છે, શરિરનો વાન ખુલે છે, પેઢા તથા દાંતમાં દુખાવો થાય છે વિગેરે ઘણી નિશાનીઓ જણાય છે ત્યારે જાણવું કે ગર્ભ રહેલો છે.

ગર્ભ રહ્યા પછી ચોથે મહીને બાળક ફરકે છે અને પેટ ઉપર કાન રાખવાથી બચ્ચાંના દીલનો અવાજ સંભળાય છે. આપણા દેશમાં બાળકનો જન્મ આઠ મહીના પુરા થયા પછી નવમાં માસની અધ-વચમાં થાય છે. જો સાત મહીના પહેલાં ( એટલે "સમા" ) બાળક જન્મે છે, તો તે બાળક જીવતું નથી, પણ સાતમા મહીનામાં જન્મેલું બાળક જીવે છે. આઠમાં મહીનામાં જન્મેલું બાળક ભાગ્યેજ જીવે છે. પુરે માસે અવતરેલા બચ્ચાંની લંબાઈ અઢારથી વીશ ઇંચ

જેટલી હોય છે. વજનમાં ૭ સાત રતલ હોય છે. ઘણી વખત બાળક જન્મતું નથી ને ઘણા માસ થાય છે. ત્યારે તેને છોડ પડેલું ગણવામાં આવે છે.

## ગર્ભ પારખવાની રીત.

ગર્ભ (હમેલ) રહ્યા પછી કુદરતી નિયમ પ્રમાણે **દીકરી** હોય તો લગભગ ૭ માસ થાય ત્યારે ડાબા પડખે ફરકે છે, અને છાતીની ડીટડીઓનો રંગ કાળાશ પડતો થાય છે, તથા શરીરની રગો પણ કાળાશ ઉપર થાય છે, પેસાબ સફેદ આવે છે, ચાલવામાં ડાબો પગ પહેલો ઉપાડે છે. બેઠા પછી ઉભી થાય છે ત્યારે ડાબા હાથના ટેકાથી ઉઠવું વિગેરે ચિન્હો જણાય ત્યારે એમ સમજવું જે દીકરી અવતરશે.

ગર્ભમાં રહેલું બાળક "**દીકરો**" હોય તો તેની નીશાનીઓ હોય છે કે ગર્ભ ધારણ કર્યા પછી ચાર માસે બાળક ફરકે છે. તેનું રહેઠાણ જમણા પડખે હોય છે. ચાલતી વખતે જમણા પગનો પહેલો પગ ઉપાડે છે અને જમણા હાથના ટેકાથી ઉભી થાય છે. શરીરમાં સુસ્તી અને જીવ આનંદમાં રહે છે. સારૂં સારૂં ખાવાનું તથા ખુશબોદાર પદાર્થોપર ઇચ્છા થાય છે. શરિરની રગો રાતી થાય છે. છાતીની ડીટડી રાતી થાય છે.

વળી ગર્ભમાં રહેલ બાળક છોકરો કે છોકરી છે તે પાખરવાની રીત એ છે જે ગર્ભવતીની ધાઇમાંથી દુધ લઇને પાણીમાં નાંખવું જો દુધ ડુબી જાય તો સમજવુ કે છોકરી જન્મશે પણ જો દુધ તરે તો જાણવું કે છોકરો જન્મશે.

ગર્ભવંતી સ્ત્રીએ પોતાની તથા પોતાના બચ્ચાંની આરોગ્યતા માટે બને ત્યાં સુધી નીચેની સુચનાઓ ઉપર ધ્યાન આપી ચાલવું જેથી બંને જીવની તંદુરસ્તી જળવાઇ રહેશે.

(૧) જેવા ગુણ માબાપમાં હોય છે, તેવા ગુણની અસર ગર્ભમાં રહેલા બાળક ઉપર થાય છે. માટે સ્ત્રીઓએ તેવા વખતમાં વિવેક ભર્યું અને સભ્ય વર્તન રાખવું, ખોટા વિચારો કરવા નહિ, કદરૂપા ચહેરાથી દુર રહેવું. દીલમાં દયા રાખવી, વિગેરે લક્ષણ અંગિકાર કર્યાથી, બાળકના ઉપર છાપ પડે છે જેથી સુંદર ચહેરા-વાળું અને સદગુણોથી ભરપુર બાળક થશે.

(૨) કેફ ચડે તેવી કેફી વસ્તુ ખાવી નહિ,

(૩) વધારે દાગીના પહેરવા નહિ.

(૪) ચેપી રોગવાળા દરદીનાં સહવાસથી દુર રહેવું.

(૫) ગર્ભવંતીએ ઉલટી, ઝાડો, પેશાબ વિગેરે દરદ વધે તેવી દવાં લેવી નહિ.

(૬) સાસુ, સસરા, નણંદ, જેઠાણી વિગેરે ઘરનાઓએ ગર્ભ-વંતીની સાથ સારી વર્તણુંક ચલાવવી, તેમ તેવી વસ્તુની સગવડ કરી આપવી.

(૭) ધણીની ફરજ છે કે ધણીયાણી હમેલવાળી હોય તો તેની કેટલીક યોગ્ય ઇચ્છા પુરી પાડવી, પણ નુકશાન કરે તેવી ચીજો ખાવા દેવી નહિ.

(૮) જીવને સંતાપ, દિલગીરી, ગુસ્સો વિગેરે થાય તેવી રીત-ભાતથી દુર રહેવું.

(૯) મનને ડર લાગે તેવા જનાવરો જોવા નહિ કે તેવી જગો-એ જવું નહિ.

(૧૦) ગર્ભવંતીએ જેમ બને તેમ થોડું ચાલવું, વધારે ઉતા-વળે ચાલવાથી ઠેશ વાગવાનો ભય રહે છે બહુ ઉંચાણ ચડવું નહિ, બોજો ઉપાડવો નહિ, ગાડામાં બેસવું નહિ, વિગેરે નિયમો ન પાળે તો પેટ-માં બચ્ચાંને દુઃખ થાય છે ને તેમાંથી કસુવાવડ થઇ જાય છે, માટે ઉપર પ્રમાણે બરાબર ચાલવું. જેથી પોતાને તથા અંદર રહેલા ગર્ભને આરામ રહેશે.

(૧૧) ગર્ભવંતી સ્ત્રીએ એક ઠેકાણે બેસી રહેવું નહિ પણ હર ફર કરવું; કેમકે નહિ તો બચ્ચું પડખામાં ખુંતી જવાની ધાસ્તી રહે છે માટે બને તેટલું ઘરનું કામકાજ કરવું.

(૧૨) ઠંડીની મોસમમાં ગરમ પાણી અને ગરમીની મોસમમાં ઠંડા પાણીથી નહાવું.

(૧૩) પોષાક સાદો ઋતુને અનુકુળ પહેરવો, શરદી અને ભેજ-વાળી જગ્યાથી દુર રહેવું પોષાક ઢીલો પહેરવો તંગ પહેરવાથી ગર્ભને દુઃખ થાય છે.

(૧૪) ખોરાક ચાવીને ખાવો. ખાતા ઘણી ઉતાવળ કરવી નહિ, ભારે ખોરાકમાં બાજરો અને જારનો રોટલો, ચણાની દાળ, બટેટા,

અને વધારે ગરમ મસાલો ખાવો નહિ રાતા મરચા, લીલું શાક, ધારે ખાવું નહિ, કારણકે ગર્ભને તેથી નુકશાન થાય છે, કેટલીક સ્ત્રીઓને બચ્ચું જન્મે છે ત્યારે બચ્ચાંને શરિરે ચાંદા જોવામાં આવે છે. તેનું કારણ ગર્ભવંતીની ખાવા પીવામાં બેદરકારી હોય છે, માટે ગર્ભવંતીયે બહુજ સંભાળથી વર્તવું.

(૧૫) જમવામાં ઘઉંની રોટલી, લીલોતરી શાક, દુધ, ચોખા વગેરે સાદો મનની રૂચી પ્રમાણે ખોરાક લેવો.

(૧૬) ગર્ભવંતી સ્ત્રીને ચોખી હવા અને ખુલી હવાની જરૂર છે. પાણી સારૂં ગાળેલું પીવું જોઇએ..

ગર્ભવંતી સ્ત્રીને બીમારી જલદી લાગુ પડે છે માટે જેવી બીમારી થય કે તરત દવા કરાવવી. નીચેના રોગ ગર્ભવંતી સ્ત્રીને થાય છે.

મોઢામાં લાળ વધારે આવવી, આંખે ચકકર આવવા, ઉલટી, ઝાડો, પેશાબ બહુ થવું વગેરે રોગ થાય છે; ખોરાક પચે નહિ ને કબજીઆત રહ્યા કરે છે, છાતીમાં, પગમાં, પડખામાં દુઃખાવો રહે છે, ખાંશી થાય છે. તાવ આવે છે, દાંત અને માથું દુઃખે છે, અથવા ઘણા સાધારણ દરદો ઉત્પન્ન થાય તે વખતે ગભરાવું નહી, કારણ કે દરદ જ્યાંસુધી સુવાવડ થઇ નથી ત્યાં સુધીના છે તે બાદ તેવા રોગથી આરામ થઇ જાય છે.

ગર્ભવંતી સ્ત્રીને એમ જણાય, જે હવે બચ્ચાંનો જન્મ થવાને ઝાઝા દિવસો નથી ત્યારે સુવાવડને માટે કેટલીક તૈયારી કરી રાખવી જોઇએ જેમાંની કેટલીક સુચનાઓ નીચે આપી છે.

(૧) પ્રથમ જે ઓરડામાં સુવાવડ કરવી હોય, તે ઓરડો સાફ અને મોટો તેમજ હવા ઉજાસવાળો અને ભેજ વગરનો હોવો જોઇએ.

(૨) સાંકડો ઓરડો, હવાના અવરજવરના ઓછા સાધનવાળો, સુર્યનો તડકો દાખલ ન થાય તેવો હોયતો સુવાવડી સ્ત્રીને તથા તેના બાળકને ઘણું દુઃખ વેઠવું પડે છે, અને ઘણી સ્ત્રીઓ તથા તેના બાળક તેવા કારણને લીધે મરી જાય છે. માટે ઓરડામાં સંભાળ રાખવાની જરૂર છે.

(૩) સુવાવડીના ઓરડામાં ધુમાડો થવા દેવો નહિ, જ્યારે શેક કરવો હોય ત્યારે બહારથી સળગાવી પછી અંદર લાવી શેક કરવો. ઓરડાની બારી બારણા ખુલ્લા રાખવા, તાજી હવા અંદર દાખલ થાય તેમ રાખવા, સુવાવડી ઓરતને જેમ બને તેમ પવન થોડો લાગે તેમ કરવું. નહીં તો ઘણી સ્ત્રીઓને સુવારોગ થઇ જાય છે.

(૪) સુયાણી (દાઇ) નો પોશાક સાફ ચોખો હોવો જોઇએ.

(૫) બાળક જન્મતી વખતે સુયાણી તથા બીજી બે ત્રણ હુશીયાર બાઇઓએ પાસે રહેવું અને ઝાઝો અવાજ થવા દેવો નહિ. ઢોલ, નગારા, સરણાઇ વિગેરેના અવાજથી સુવાવડીને છેટે રાખવી. અને જણતરની વીગતથી વાકેફ કરવી નહિ.

(૬) સુયાણી નિરોગી હોવી જોઇએ, હાથના નખ વધેલા હોવા ન જોઇએ, અને હાથના પોંચા સાફ હોવા જોઇએ.

કેટલીક વખત સુવાવડી સ્ત્રીઓને સુવારોગ, છાતીનું સુજી જવું, ધાઇમાં દુધ વધારે આવવું, ધાઇમાં ગાંઠા ઉપડી આવવા. ડીંટડીમાં જખમ પડે એવી અનેક બીમારીઓ થાય છે, તે વખતે ગભરાવું નહિ, પણ હકીમ કે ડાકતરની પાસે ઇલાજ કરાવવાં.

(૭) બાળકના જન્મ પહેલાં સુવાવડી માટે દરેક ચીજ તૈયાર રાખવી કે જેથી જયારે જોઇએ ત્યારે અડચણ પડે નહી.

(૮) ૩, સફેદ કાપડના કકડા, બચ્ચાંને લપેટવા માટે ગરમ અને ઠંડા એ ત્રણ બાળોતીયા તે સીવાય બચ્ચાંને નવરાવવાનો સામાન પણ તૈયાર રાખવો.

(૯) સુવાવડીનું બિછાનું ચોખ્ખું અને સુકું રાખવું જોઇએ, માટે જેવું ખરાબ કે ભીનું થાય તો તરત બીજું બદલાવવું, જેથી શરદી થશે નહિ.

(૧૦) સુયાણી (દાઇ) સુવાવડના કામમાં અનુભવી હોવી જોઇએ, તેણે ઘણી સુવાવડો કરેલી હોવી જોઇએ, જો તે કામમાં માહેતગાર ન હોય તો અણુઘડ સુયાણી એ જાનનો નાશ કરે છે, માટે વધારે ખરચ થાય તો ભલે પણ હુશિઆર સુયાણી લાવવી.

(૧૧) જેટલી સુયાણી વધારે અનુભવી હોય તેટલો સુવાવડ તથા તેના બાળકને આરામ રહે છે, કારણકે નાળ વધેરવી, બાળકને નવરાવવું, વિગેરે દરેક કામ ઘણી ખુબીથી થવા જોઇએ જેથી તરત ના જન્મેલા બાળકને કોઇ જાતનું દરદ પેદા થાય નહિ.

(૧૨) સુવાવડી સ્ત્રીના ઓરડામાં રાત્રે થોડા દીવા બાળવા, દીવાનું તેજ ઓછું હોય તો સારૂં અને તેની પાસે એક બે બાઇઓએ જરૂર સુવું જોઇએ, જેથી રાતરે તે સુખેથી સુઇ શકે.

સુવાવડી સ્ત્રીને બાળક જન્મયા પછી આરામ લેવા દેવો. તેના ઓરડામાં ઝાઝા માણસોનો ભરાવો થવા દેવો નહી.

છઠ્ઠી સુધી સુવાવડીએ ઉઠવું નહિ, ત્યાર પછી જે ક્રિયા થતી હોય તે કરવી, પણ તેમાં નીચેના નીયમ પાળવા, જેમકે નહાવામાં ગરમ પાણી વાપરવું, ટાઢા પાણીએ નહાવું નહી, અને છઠી પહેલાં તો ટાઢા કે ગરમ કોઇપણ પાંણીયે નહાવું નહિ પણ શરિરને ભીજવાએલા કપડાથી લુછી નાંખવું, સુવાવડી સ્ત્રીએ સવા મહીનો નાહયા પછીજ ઘરની બહાર જવું આવવું જોઇએ.

બાળક જનમ્યા પછી તેને સાત કલાકે દુધ ધવરાવવું, પણ ત દુધ કુદરતી ભારે હોય છે જેથી જુલાબ લાગે છે અને પેટમાં જે કાંઇ કચરો હોય નીકળી પેટ સાફ થાય છે, કાઠીયાવાડમાં બાળકને તરત દુધ ન ધવરાવનાં ગળસુથી પાય છે પણ તેમ નહિ કરતાં તરત ધવરાવવું, જેથી ધાઇમાં દુધનો વધારો થાય છે, તેમજ ગર્ભસ્થાન સંકોચાય છે જેથી સુવાવડી સ્ત્રીને ફાયદો થાય છે.

સુવાવડી સ્ત્રીને શરદી થાય તેવી ચીજ ખાવા આપવી નહિ, મોસમ ગર્મ હોય તોપણ ઠંડા પાણીથી નહાવું નહી, તેમ હાથ પગ પણ ધોવા નહી, ઠંડી જગ્યા ઉપર ફરવું નહિ, પાચન ન થાય તેવો ખોરાક ખાવો નહિ.

સુવાવડીને ખાવા માટે બકરી કે ગાયનું દુધ, સાબુ ચોખાની કાંજી, મગની દાળની ખીચડી, ભાત, રોટલી વિગેરે હલકો રૂચે તેવો ખોરાક આપવો, તે સિવાય સુંઠ, ગુંદર વગેરે જે દેશમાં જે રૂતુને અનુકુળ આવે તેવો ખોરાક આપવો, સુવાવડી સ્ત્રીએ જેમ બને તેમ દવાનો થોડો ઉપયોગ કરવો, કારણકે ગર્ભવંતીને ઘણું કરીને કોઇ જાતની બીમારી હોતી નથી, કુદરતી હમેલ હોય છે ત્યાં સુધી રોગ રહે છે અને બાળક જન્મયા પછી તમામ રોગ મટી જાય છે જેથી દવાની જરૂર નથી.



## પ્રકરણ ૩ જું.

# "બાળકની માવજત."



બાળકનો જન્મ થયા પછી, તેને નવરાવી ધોવરાવી સ્વચ્છ કપડાં પહેરાવી આરામ લેતું મુકીને સુયાણીએ (દાઇ) સુવાવડીની આસના વાસના કરવી, ગરમ પાણીમાં ટુવાલ ભીંજવી, પાણી નીચોવી, તેના શરીરને લુછી નાંખવું, પછી સ્વચ્છ કપડાં પહેરાવવા. થોડા વખત વિત્યા પછી, બાળકને લઇ તેની માતાને સોંપવું, આ વખતે બાળકને ઘણાજ પ્રેમથી માતાએ પોતાના ખોળામાં રાખી, પયપાન કરાવવું, પોતાની ડીંટડી તેના હોઠ ઉપર મુકતાં ડીટડી બાળકના મોહોડાને

લાગતાંજ તે હોઠ ઉઘાડી મ્હોડામાં લઇ ચુસવા માંડે છે, પરંતુ કેટલાક નબળા બાળક હોય છે. જેઓ ડીટડી મોઢામાં લેતા નથી, અને કદાચ લે છે તો તેને દબાવવાની શકિત હોતી નથી, ત્યારે તે વખતે માતાએ બાળકને વારંવાર મોઢામાં ડીટડી આપી, દુધ તેના મોઢામાં જાય તેવો પ્રયત્ન કરવો, એકાદ બે ટીપા તેના પેટમાં ગયા, કે વધારે બીજા ટીપા લેવા માંગશે, એટલે કુદરતી રીતે બાળક ધાવવા માંડે છે, જે માતાને દુધ ન આવતું હોય, તેણે તે વખતે ગાયના તાજા દુધમાં ગરમ પાણીના બે ભાગ નાખી થોડું થોડું બાળકને ધાવવાની ડીટડી સાથે જે શીશી.આવે છે તેમાં તેને આપવું. તેમાં બકરીનું દુધ હોય તો વિશેષ સારૂ પણ જેને ધાવણ આવતું હોય તેણે તો કોઇ વખત પણ બીજું દુધ પાવુંજ નહી જોઇએ, કારણ કે માતાનું દુધ જેટલું ઉત્તમ અને બાળકને અનુકુળ છે તેટલું બીજું નથી, માતાના ધાવણથી બાળક પ્રોઢ અને શરીરે મજબુત થાય છે.

બાળકને જન્મયા પછી ચાર હાજતો હોય છે. જેમકે (૧) ભુખ, (૨) ઝાડો, (૩) પેશાબ, અને (૪) ઉંઘ આ સંબંધી તેની માવજત લેનાર માતાએ ઘણુંજ સમજવાનું છે. બાળકની આદતને નિયમસર રાખવી, નિયમસર ધવરાવવું, ઝાડો પેશાબ પણ હમેશના વખત પ્રમાણે કરાવવા, નહાવાના ટાઇમે નહવરાવવું, એટલે કે આજે સવારમાં તો કાલે બપોરે એમ તેની માવજતના કામકાજમાં ફેરફાર કરવો નહી, પણ વખતસર દરેક કામ કરવા જેથી તેને તેવીજ આદત પડશે.

બાળકને ધવડાવતી વખતે પોતાના પડખામાં સુવાડી ધવરાવવું, પણ ધ્યાન રાખવું કે બાળકનો હાથ, પગ કે કોઇ અવયવ પડખા નીચે દબાઇ જાય નહિ, નહિતો ખોડ આવી જશે, ધવરાવતી વખતે જેમ બને તેમ આનંદમાં રહેવું, બને ધાઇમાંથી સરખી રીતે ધવરાવવું. ધવરાવતાં પહેલાં ગરમ પાણીથી ધાઇની ડીટડી ધોઇ સાફ કરી પછી ધવરાવવું.

બાળકને કેટલા ટાઇમના અંતરે ધવરાવવું તે વિશે પુસ્તકોમાં કહ્યું છે કે, ત્રણ ત્રણ કલાક પછી બાળકને ધવરાવવું, જેથી ધાવેલું દુધ હજમ થાય, વારંવાર ધવરાવ્યાથી, બદ હજમી થાય છે, જેથી તેને પેટમાં દુઃખે છે ત્યારે તે ઘણું રોવે છે. તે વખતે (ડીલવોટર,) સુવાદાણાનું પાણી પાવું. જેથી આરામ રહેશે.

બાળકના પારણામાં બાળકે ઝાડો, પેસાબ, કર્યા હોય, તે તપાસવા અને તરત સાફ કરીને તેને સુવાડવું, બાળકને ઉંઘની ઘણી જરૂર છે. જેથી તેને નિરાંતે ઉંઘવા દેવું, તેમાં જરાએ ખલ્લલ પડવા દેવી નહિ, એવી રીતે તેની સંભાળ રાખતાં પણ જયારે બાળક રોવે કે ચમકે ત્યારે સમજવું કે આને કાંઇ દુઃખ થતું હોવું જોઇએ આવા વખતમાં કેટલીક અજ્ઞાન માતા એમ સમજે છે કે મારૂં બચ્ચું ભુખ્યું છે, તેથી રોવે છે, એમ ધારી તેને ધવરાવવા મંડી જાય છે. જેથી પેટમાં અજીરણ થાય છે, અને બાળક માદું પડી જાય છે, વારે વારે ધાવવાની ખોટી આદત પડી જાય છે. અને જેટલીવાર ખોળામાં લઇને ધવરાવશો તેટલીવાર ચુપ ચુપ પડયું પડયું ધાવશે,

પણ તેને પારણામાં નાંખશો કે તરત બુમે બુમ પાડશે. જેથી માતા મુંઝાય છે અને દુઃખનું કારણ શોધી શકતી નથી, માટે દરેક સ્ત્રીએ બાળકને ઉછેરી મોટા કરવામાં કેટલી જહેમત સમાએલી છે તેનો અનુભવ મેળવવો, અને ઘણીજ સંભાળથી માતાએ પોતાના બચ્ચાંને ઉછેરવું.

માતા બાળકને ધવરાવવા ગોદમાં લે છે, અને પાછું પારણામાં સુવાડે છે. આવી ક્રીયા વારંવાર થાય છે, જેથી તેના હાથ બાળકના શરિરને અડકે છે. જેથી બાળક પોતાને ઉપાડવાની તથા સુવાડવાની ઢબ સમજી જાય છે, જેથી જ્યારે બીજું કોઇ તેને તેડવા જાય છે, ત્યારે તે સમજી જાય છે. જેવું માતાના ગોદમાં ખુશી હોય તેવું તેની પાસે ખુશી દેખાતું નથી, માટે માતાએજ બાળકની માવજત કરવી. બીજા કોઇ પાસે કરાવવી નહી. જેટલો માતાનો પોતાના બચ્ચાં ઉપર પ્યાર છે તેટલો જગતમાં બીજી કોઇ ચીજ પર તેને પ્યાર હોતો નથી, કેટલીક આળસુ માતાઓ પોતાના બાળકને પુરૂં ધવરાવતી નથી, તે ઓરત જાનવર કરતા પણ વધારે ખરાબ છે કારણ કે માતાની માવજત વિના બાળક જીવતું રહેતું નથી.

માતા માંદી હોય કે કાંઇ ચેપી રોગથી પીડાતી હોય તો તે વખતે બાળકને, ધવરાવવા સારૂ બીજી બાઇ રાખવી પણ તે ધાવમાં નીચેના ગુણો હોવા જોઇએ.

(૧) બાળકની માતાના જેટલી ઉમર ધાવમાં હોવી જોઇએ, તેટલી ઉમરની ન મળે તો પચીશથી પાંત્રીશ વરસની ઉમરની હોવી જોઇએ.

(૨) ધવરાવનારી બાઇ કોઇ ચેપી રોગથી પીડાતી ન હોવી જોઇએ. અગરતો તેના બાપદાદા અમુક રોગથી પીડાએલા ન હોવા જોઇએ, ધાવના બચ્ચાંઓ તંદુરસ્ત હોવા જોઇએ, તેની ધાઇ દુધથી ભરેલી હોવી જોઇએ, ડીટડી ઉપર કાંઇ જખમ થયેલો હોય નહીં, તેની સંભાળ લેવી, ડીટડીને દબાવવાથી દુધની ધાર થવી જોઇએ વિગેરે તપાસીને રાખવી.

(૩) કેફ ચડે તેવી કેફી વસ્તુ ખાવાની આદત ધાવમાં હોવી ન જોઇએ. તેમજ આળશુ અને મોજશોખની આદત હોવી ન જોઇએ.

(૪) ધાવનો ખોરાક સાદો, ઉમદા, કૌવતવાળો, જલદી પાચન થાય તેવો હોવો જોઇએ, કેમકે જે ખોરાક ધાવ લે છે, તેજ ખોરાકનું તત્વ ધાવણમાં આવી બચ્ચાંમાં ઉતરે છે, જેથી ભારે ખોરાક હોય તો ભારે અસર થાય છે, માટે ડાહી માતાએ પોતાના બચ્ચાંની ધાવ પસંદ કરવામાં ઉપલા ગુણો હોય તેવીજ રાખવી. નહી તો યાદ રાખો કે ધાવના દરેક ગુણની અસર તમારા બચ્ચાંપર થશે જેથી ભવિષ્યમાં સારૂં અથવા નઠારૂં બચ્ચું થશે, તો તેની બાધી તમારે ભોગવવી પડશે, અને ખાનદાની બચ્ચું મોટું થતા આબરૂ ગુમાવે છે, માટે ધાવનું કુળ પણ આબરૂદાર હોય તે તપાસવું માટે ધાવ રાખતી વખતે દરેક રીતે તપાસી પછી રાખવી.

## ધાવ ન મળે તો બાળકને નીચે પ્રમાણે વસ્તુઓનું મીક્ષ્ચર કરી ખોરાક આપવો.

(૧) દસથી વીસ દિવસની ઉમરના બાળકને એક ભાગ ગાયનું દુધ અને એથી ત્રણ ભાગ પાણી મેળવી ચમચાથી પાવું.

(૨) જેમ બાળક ઉમરે વધતું જાય, તેમ દુધ તથા પાણી વધારવું તે એટલે સુધી કે જ્યારે બચ્ચું ૭ માસનું થાય, ત્યારે પાણી અને દુધ બંને સરખાં નાંખી પીવરાવવું, છેવટે પાણી બીલકુલ કાઢી નાંખી એકલું દુધ પાવું.

(૩) ગાયના દુધ કરતાં બકરીનું દુધ મળે તો વિશેષ સારૂ, કેમકે જેમ દુધ હલકું હોય છે, તેમ ઝટ લોહી સાથે મળી પાચન થઇ જાય છે.

(૪) ચુલા ઉપર ગરમ કરેલું દુધ બચ્ચાંને પાવું નહિ પણ (શેડકઢું) એટલે તરતનું તાજું દોહેલું દુધ, કે જે વધારે ગુણકારી છે તે તરત પાવું જેથી તંદુરસ્તીને ઘણું ફાયદાકારક નીવડશે.

(૫) જ્યારે દુધ પાવાનો વખત થાય, તે વખતે સવારે મેળવેલું દુધ અને પાણી પડેલું હોય તો તેમાંથી પાવું નહિ, પણ તે વખતે નવું મીક્ષ્ચર કરીને પાવું.

(૬) ધાવણ મુકાવ્યા પછી ગાય કે બકરીના દુધ ઉપર રાખવું, તે સિવાય તેને પાચન થાય તેવો હલકો ખોરાક આપવો, જેથી તબીયત સારી રહેશે.

બાળકને નવરાવી ધોવરાવી સાફ રાખવું તેના કપડા બાળોતયા, અને બિછાનું સ્વચ્છ રાખવું, બચ્ચાંને બગડેલાં કપડામાં ઝાઝીવાર રાખી મુકવું નહિ, અને હમેશાં ગરમ પાણીથી નવરાવવું જોઇએ. માતાએ બચ્ચાં સાથે કોમળ અને હર્ષથી ભરપુર વાણી બોલવી, જેથી બચ્ચું ખુશીમાં રહે છે, નવરાવી તરત તેનું અંગ રૂમાલથી લુછી સાફ કરવું, નવરાવ્યાં પહેલાં ધવરાવવું નહી, પણ નવરાવ્યા પછી તેને ધવરાવી સુવરાવી દેવું, જેથી નિરાંતે ઉંઘી જશે.

બાળકનો પોશાક હમેશા ઢીલો રાખવો, નહીં તો બાળકનું શરિર નાજુક હોવાથી શર પડી રહે છે. શિઆળામાં ગરમ પોષાક રાખવો, ઉનાળામાં બારીક કપડાના ઝભલા પહેરાવવા, પણ ઉઘાડે અંગે રાખવાની ટેવ પાડવી નહી. નહી તો પછે કપડું પહેરાવશો કે તરત રોવા માંડશે.

બાળકને અફીણ અથવા તો બાળાગોળીની આદત કરાવવી તે ઠીક નથી બાળક મોટું થાય કે તરત શીળી (માતા) કઢાવી લેવાં, મોટી ઉમરે શીળી કઢાવવી તે ઘણું વશમું લાગે છે.

બચ્ચું જ્યારે છ મહીનાની ઉમરનું થાય છે, ત્યારપછી તેને દાંત એક પછી એક ફુટવા માંડે છે, ને જ્યારે દશ વરસની ઉમર થઇ રહે ત્યાં સુધી તે ક્રિયા ચાલુ રહે છે. પહેલાં દશ ઉપર અને દશ નીચે એવી રીતે બંને પેઢામાં થઇ વીસ દાંત નીકળે છે, દાંત નીકળતી વખતે પેઢામાં ખુજલી બહુજ થાય છે. તેથી બાલક અંગુઠો ચુસે છે. કેટલીક વખત પેઢા ઉપસી જાય છે, તે વખતે માતાએ તેની સંભાળ લેવાની જરૂર છે.

તંદુરસ્ત બચ્ચાંને દાંત આવતી વખતે થોડી વ્યાધી થાય છે પણ શકિત વગરના બચ્ચાંઓને તો મહા મુશકેલી સાથે દાંત નીકળે છે, અને તે વખતે તે બેચેન રહે છે, તેમજ રડયા કરે છે, વળી જુલાબ ઘણા થાય છે, આંખો દુઃખે છે, એવા ઘણા રોગ ઉત્પન્ન થાય છે. તે વખતે માતાએ તેને સાચવવા તથા તેની પુરતી સંભાળ લેવી જોઇએ, નહી તો ગફલતીથી ઘણું નુકશાન થવાનો સંભવ છે.

દાંત આવવા શરૂ થાય, તેવા વખતે માતાએ બાળકને દુધ સિવાય બીજો ખોરાક આપવો નહિ, મધમા થોડું નીમક નાંખી, પેઢા ઉપર આંગળીથી દિવસમા એક બે વાર ચોપડવું, જેઠીમધની લાકડીને છોલી પાણીમાં પલાળી તેના મોઢામાં આપવી, જેથી તેને બાળક ચુશવા માંડશે જેના લીધે દાંત સહેલાઇથી પેઢામાંથી બહાર નીકળી આવશે.

બાળકને બીમારી લાગુ પડે છે, અને દુઃખ થાય છે, ત્યારે જણાવી શકતું નથી, પણ ડાહી માતાએ તેનો ઝાડો, પેશાબ, જીભ, ચહેરો વગેરે તપાસી દરદ પારખી દવા કરાવવી, જેથી આરામ થઇ જશે.

નાના બાળકને વારે ઘડીએ દવા પાવાથી ઘણું નુકશાન થાય છે માટે બાળકને દુઃખ થાય કે તરત તેની માતાએ પોતાના ખોરાકમ તંદુરસ્તી વધે તેવી રીતે ફેરફાર કરવો, અને ઘણીજ પરહેજી પાળવી, જેથી ઠીક થશે.

બાળક જનમ્યા પછી તેના શરિરમાં લોહી ઘણુંજ ઉતાવળથી ફરે છે, જેથી તેની ઇંદ્રીઓ ઝટ ઝટ વધવા માંડે છે. જેથી તેની લાગણીઓ તીવ્ર થતી જાય છે. અને દરેક ચીજ જોઇને તરત નકલ કરી લે છે. તેમાં પ્રથમ તો માતાના ગુણોની નકલ કરે છે. માટે માતા પીતાએ પોતાના બાળકના દેખતાં એવું કોઇ પણ જાતનું વર્તન ન રાખવું, કે જેથી બાળકપર ખરાબ અસર થાય. જેમકે જુઠું બોલવું, બાળકને ડરાવવું વગેરેથી માતા પીતાએ દુર રહેવું અને માતાએ ઉતમ રીતે વર્તવું, કે જેથી બાળક પણ તેવી સારી રીતભાત શીખે.

નાનપણમાં જે આદત શીખી જશે, તે મોટાપણે કાયમ રહેવાની માટે માતાએ પોતાના બાળકને ભવિષ્યમાં સારા ઉત્તમ ગ્રહસ્થ તરીકે જોવું હોય તો તેને ઉછેરતી વખતે બહુ સંભાળથી ચાલવું.

અનુભવી માતા સો મહેતાજીનો અર્થ સારે છે, પોતાના બચ્ચાંને કેળવણી સારી કેમ મળે તેનો વિચાર ડાહી માતાએ કરવાનો છે, જે જે મહાન નરો દુનિઆમાં પોતાની ઝળકતી કારકીર્દી મુકી ગયા છે તેઓ માતાના ઉતમ વર્તનથી થયા છે.

વળી જે ઉતમ સ્ત્રીઓ પણ આપણા હિન્દુસ્તાનમાં થઇ ગઇ છે, તે પણ માતાના ગુણથી, માટે માતાએ પોતાના બચ્ચાંને કેળવવા માટે મોટો અનુભવ, અને પાકટ બુદ્ધિ રાખવી જોઇએ.

---

# પ્રકરણ ૪ થું.

—:०:—

## બાળ શિક્ષણ.

બાળકને કેમ શિક્ષણ આપવું તે વિષે કેટલીક સુચનાઓ નીચે આપવામાં આવી છે, તે ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે તો બાળક નિશાળે ગયા પહેલાં કેટલીક ઉમદા કેળવણી માતા પાસેથી મેળવી શકશે.

(૧) નાની વયમાં બાળકની જીજ્ઞાસા અને બુદ્ધિ ઘણી તેજ હોય છે. અને જે જે નવી ચીજ તે જુએ છે, તેના વિષે નાના પ્રકારના સવાલો પુછે છે, આ વખતે કેટલાક અજ્ઞાન માબાપ તેના મનનું સમાધાન કરતા નથી. અને નકામા પ્રશ્નો ગણી કંટાળો ખાઈ તેને ધમકાવી નાંખે છે. તેમ કદી કરવું નહિ, વારેઘડીએ તેમ ધમકાવવાથી તેના સ્વાલો પુછવાની અને નવું જાણવાની જીજ્ઞાસા મટી જઇને બુદ્ધિ બુઠી થઇ જાય છે, માટે તેને હમેશાં ઉતેજન મળે તેમજ વર્તવું.

(૨) માતા ડાહી હોય છે, તો પોતાના છોકરાને પાંચ વર્ષની ઉમ્મર સુધીમાં પણ સારૂં શિક્ષણ આપે છે. માબાપે પોતાની ચાલચલગત ઘરના કામકાજમા તેમજ ઘરના માણસોની સાથે સારી રાખવી જોઇએ કે, તે બાળકની ઉતમ કેળવણીને આડે આવે નહિ, પણ ઉલટી સુઘડ, સભ્ય, અને નીતીવાળી જોઇએ, કે જે જોઇને

બાળક પણ તેમજ ચાલતાં શીખે, આથી નાનપણથી તેનામાં ઉતમ બીજ રોપાશે.

( ૩ ) બાળકને બોલાવતી વખતે ઘણાજ નરમ અને મીઠા વચનોથી જેમકે ભાઇ, બાપુ, બ્હેન, વિગેરે પ્યાર ભરેલા સંબોધનથી બોલાવવું. મા ઘરમાં કામ કરતી હોય, તેમાં બાળકને વિશેષ કરીને કન્યાને એજ વયથી ( ત્રણ વરસ ) થી સામેલ રાખી ટેવ પાડવી. "ભાઇ પેલી બુક લાવ તો" "બ્હેન આ જામ ભરી લાવ તો" એવા ઘર કામમાં વપરાતા વાકયો માતાએ બોલવાં. જેથી બાળકો પણ તે પ્રમાણે શીખશે.

( ૪ ) માતાની જીભ મીઠી હોય તો તેના ગુણ બાળકમાં ઉતરે છે. માટે માતાએ જુઠું બોલવાની, ગાળો દેવાની, કે ગુસ્સે થવાની ટેવ રાખવી નહી, પણ નિતિરીતી, વિવેક, સભ્યતા વિગેરે સારા ગુણો ધરાવવા, જેથી તેવા ગુણો બાળક જોવાથી શીખશે.

(૫) ધાર્મીક વિચારો નાનપણથી મગજમાં ઠસાવવા જેથી મોટપણે નિતી સચ્ચાઇ વિવેક અને સારા સદગુણોવાળાં બચ્ચાંઓ થશે અને ભવિષ્યમાં મોટપણે ઘણો ફાયદો થશે.

( ૬ ) માતાએ દીકરીને નાનપણથી સગડી સળગાવતાં, વાસણો માંજતાં, ઝાડુ કાઢતાં વિગેરે ઘરનું કામકાજ કરવાની આદત પાડવી જોઇએ, તે ઉપરાન્ત શીવણ કામ રાંધણ કામ વગેરેમાં પણ તેના વય પ્રમાણે કામ શીખડાવવું અને સોંપવું અને તેને તે કામ કરવાની હોંશ વધે એવા દરેક ઉપાય કરવા.

(૭) દીકરી મોટી થતાં તેને ફરાક, ઇજાર, પેરણુ, પોલકો વિગેરે કપડાં શીવડાવતાં શીખવવું જોઇએ, જેથી ભવિષ્યમાં ગરીબ સાસરા મળ્યા હોય તોપણ પોતાનું ગુજરાન ચલાવવામાં વાંધો આવે નહિ.

(૮) માતાએ હમેશાં શરમ અને અદબથી ચાલવું, બચ્ચાના દેખતાં મશકરી કે ઠઠ્ઠા કરવા નહિ, નહિ તો તે તરત નકલ કરતાં શીખશે.

(૯) કેટલીક અજ્ઞાન માતા પોતાના બાળકને બગાડે છે. જ્યારે બહારથી મસ્તી તોફાન કરી ફરીઆદ લઇ ઘરે આવે ત્યારે બાળકને ન ધમકાવતા ઉલટું જેનો વાંક કર્યો હોય તેને ધમકાવવા માંડે છે આમ કરવાથી બાળકને ઉત્તેજન મળે છે, ને ફરીથી તેમ કરવાનું મન થાય છે. કારણ કે તે સમજે છે કે જો હું કોઇ સાથે લડીશ તો મારા માબાપ ઉપરાણું લેશે

(૧૦) જેમ બને તેમ લાડ ઓછા લડાવવા, માતા લાડમાં બાળકનો મનખો રદ કરી નાંખે છે, તેથી બાળક ઊપર યોગ્ય દાબ રાખવો, વળી એવી ધાક નહિ રાખવી કે જેથી ધાકની બીકે જુઠું બોલતાં શીખે અગર તો બીકણુ બને, દરેક વાજબી કાર્યમાં ઉત્તેજન આપવું અને ખરાબ કામમાં ધમકાવવું

## સ્ત્રીઓને જાણવા યોગ્ય કેટલાએક વૈદક ટુચકા.

બાળકના રોગોની પરિક્ષા કરીને તેના ઉપાય કરવા એ ઘણું કઠિન કામ છે. બાળકોના સઘળા રોગો પેટ અને આંતરડાંમાં ગડબડ થવાથી થાય છે, માતાના ખાનપાનપર પણ બાળકની નિરોગતા અને જીવનનો આધાર છે. બાળકોના એવા કોઇ રોગ નથી કે-જે ચમચો ભરીને દીવેલ (એરંડીયું) પાવાથી ન મટી શકે, બાળકોને તિક્ષણ અંગ્રેજી દવાઓ ભુલે ચુકે પણ આપવી નહી. કેલોમેલ, જાલપ, સેંટોનાઇન, અને બ્રોમાઇડ આ ચાર દવાઓ સીવાય બીજી કોઇપણ અંગ્રેજી દવા ત્રણ વરસના બાળકને આપવી સલાહ ભરેલી નથી. આયુર્વેદીય દવાઓમાં કાથો, મીઠું, લીંડીપીપર, આંબળા, ગંધક, અતિવિષ, વિગેરે કેટલીક દવાઓ બાળકને હિતકારક છે.

**दश वैद्य रामां वन्हि, दश माता हरी तकी.**

**અર્થ:**—બાળકના પેટપર વનસ્પતિઓના પાનથી સેક કરવો એ દશ વૈદ્ય બરાબર છે, અને હરડેનું સેવન કરાવવું એ દશ માતાઓની શેવા શુશ્રુષા તુલ્ય છે.

કેટલાક દરદને માટે નીચે પ્રમાણે વેદક ટુચકા આપવામાં આવ્યા છે.

### (૧) સ્ત્રીઓનું ધાવણ શુધ્ધ કરવાનો ઉપાય.

પીપર, પીપરીમૂળ, ચવક, સુંઠ, અજમો, જીરૂં, કાળીજીરી, હળદર, સંચર, મીઠું, સરવે વસ્તુ સરખે ભાગે લેવી. બારીક વાટી કપડાથી ચાળી નાંખવી, ચુર્ણ બનાવવું, કાંજી સાથે પકાવી ખાવાથી સ્ત્રીઓનું દુધ શુધ્ધ થાય છે અને તેમાં કોઇ જાતનો બચ્ચાંને વિકાર થાય તેવી મલિનતા રહેતી નથી.

## (૨) ઉલટીનો ઉપાય.

વરીઆળી તથા કપુરી મધુરીનું ચુર્ણ પાણીમાં પીસી પીવાથી બધી જાતની ઉલટી મટી જાય છે.

## (૩) હરસનો ઇલાજ.

કસુંબાના કુંણા પાનને કાંજીમાં પકાવીને શાકની પેઠે ખાવાથી હરસ મટે છે.

## (૪) સંગ્રહણી.

જીરૂ, શાહજીરૂ, ધાણા, સુકી લુણી, અને દુધેલીનો છોડ, સરવે સરખે ભાગે લઇ ચુર્ણ કરવું, અને ઠંડા પાણી સાથે ખાવું, તે સિવાય અડબીનું શાક દહી, વિગેરે ખોરાક ખાવો જેથી સંગ્રહણી મટે છે.

## (૫) કમળો.

અર્ધો તોલો અંધાડાનું મુળ, અને અર્ધો તોલો ખીજડી સમડીનું મુળ એ બંનેને છાશમાં વાટી પીવાથી કમળો, સોજો, અને પાંડુ રોગ મટે છે.

## (૬) પ્રમેહ.

શેમલાનું ચુર્ણ અને સાકર સરખે ભાગે લઇ સવારમાં બે વાલની માત્રા ખાવાથી મટે છે.

## (૭) રતવા.

તુંબડીના બી, વાવડીંગ, કડુ, એરડાંનાં બી, લીંબડાંની લીંબોળી કુંવાડીયાના બી, બાવચી, અંકોલના બી, સરખે ભાગે લઇ ખાંડી

તલના તેલમાં ઘુંટી ધુપેલની માફક તેલ ગાળી તે તેલ રતવા ઉપર ચોપડવાથી રતવા મટે છે.

## (૮) ખસ.

શિંધવખાર ને કુંવર પાઠાના રસમાં ઘુંટી ચોપડવાથી સુખી ખસ મટે છે.

## (૯) વાઇ અથવા મુગી.

હડકાયા કુત્રાનું હાડકું પાણીમાં ઘસી નાકમાં ટીપા નાખવાથી અને નગોડના મુળનું ચુર્ણ ખવરાવવાથી વાઇનું દરદ મટે છે.

## (૧૦) વા.

ધુપેલ તેલની માફક રાળનું તેલ કાઢી તે તેલ ચોપડવાથી વા મટી જાય છે.

## (૧૧) બાળકનું ગળું પડવું.

સુંઠ, પીપર, સીંધવ, હરડે, ઉપલેટ, વજ સર્વ વસ્તુઓ સરખે ભાગે લઇ ખુબ બારીક ખાંડી, છેવટે કપડાથી ચાળી ચુર્ણ કરવું તે ચુર્ણને નાની પાડી કે વાછરડીના છાણનો રસ કરી તેને લુગડે ગાળી તેમાં વાટી ઘુંટી પછી લુગડે ગાળી નાંખી તેમાંથી ૧ રતી રસ ધાવણ અથવા મધ સાથે મેળવી બાળકને પીવરાવવાથી ગળું પડેલું હશે તો મટી જશે.

બાળકના ડોકાને બે હાથે જરા પકડી સહેજ ઉંચું કરી, પછી તાલવે જવખાર મધમાં કાલવી ભરવો જેથી બાળકનું ગળું

પડવું, અને તેથી થતા રોગ જેવા કે તાળવે ખાડો પડવો, તરસ લાગવી, ધાવે નહિ, ઝાડો બંધ થાય, ચકરી આવે, મુખ સુકાય, આંખો આવે, હાથ પગ ગળી જઇ શરીર શુકાય, ઉલટી થાય વિગેરે રોગો ઉપલો ઉપચાર કરવાથી મટે છે.

### (૧૨) મુત્રકચ્છ.

સફેદ તલનો ખોળ અને ગુંદીના પાનનું ચુર્ણ ઉના પાણી સાથે પીવાથી ભયંકર મુત્રકુચ્છ એટલે પેશાબ બંધ થયેલો હોય તે છુટે છે અને રોગ મટશે.



## પ્રકરણ ૫ મું.

—:૦:—

### ગૃહ વ્યવસ્થા.

સ્ત્રીને ગૃહવ્યવસ્થા એટલે ઘરનો કારભાર કેમ ચલાવવો તે શિખવાની ઘણી જરૂર છે. જેમ એક રાજાનું રાજ્ય રાજા પોતે ચલાવતો નથી, પણ તેનો કારભારી આખા રાજની વ્યવસ્થા કરે છે. તેમજ સ્ત્રી છે. સ્ત્રી પુરૂષનું અડધુ અંગ છે જેથી અર્ધાંગના કહેવાય છે, જેથી ઘરના કામકાજની ઉતમ વ્યવસ્થા રાખવાની ખાસ ફરજ સ્ત્રીની છે તેમાં જેટલી તેની આવડત ઓછી હોય છે તેટલું ઘરમાં નુકશાન થાય છે.

ઘર ચલાવવા માટે સ્ત્રીઓને ઉત્તમ શિક્ષણ લેવાની જરૂર છે. તે શિક્ષણ સાસુ સસરા સાથે રહેવાથી મળી શકે છે, પણ આજકાલની કેટલીએક છીછરી બાળાઓ પોતાના સાસુ સસરા સાથે રહેવાનું પસંદ કરતી નથી, અને તુરત જુદુ રહેવાની ઇચ્છા કરે છે. આવી સ્ત્રીઓ નાદાન અને બીન અનુભવી હોય છે, કારણકે ઘર કારભાર ચલાવવો અને તેની યોગ્ય વ્યવસ્થા રાખવી, તે ઘણી અઘરી બાબત છે. ઘરના સર્વ પ્રકારનાં કામની આવડત દરેક ગૃહણીને હોવી જોઇએ. જે વહુએ સાસુના સાથે રહીને તેની તાલીમ મેળવી હશે તેજ ખરી ગૃહણી થઇ શકશે, માટે ડાહી અને અકલમંદ બાળાએ વિચાર કરી પોતાના સાસુ સસરા સાથે રહી ઉત્તમ ગૃહણી તરીકેની ફરજો શીખી, નહિ છુટકે જુદુ રહેવું.

જુદુ ઘર શરૂ કરવામાં ઘણી અડચણો આવે છે. ઘણી ચીજો જોઇએ છે "**તાંબાની તોલડી તેરવાના માગે**" તે કહેવત મુજબ કોઈ ચીજ વગર ચાલતું નથી. માટે જ્યારે જુદુ રહેવાની અને કારભાર ચલાવી શકવાની આવડત થાય, ત્યારેજ જુદું રહેવું.

દરેક ગૃહણીએ પોતાના હાથ નીચેના નોકરો પર બરાબર તપાસ રાખવી કારણ કે ઘણાએક નોકરો માલ લાવવા વિગેરેમાં ચોરી કરે છે. અગરતો ઘરના સામાનમાં ચોરી કરે છે, અગરતો બે દરકારીથી નુકશાન કરે છે, જો બરાબર ધ્યાન આપવામાં ન આવે તો ઘરમાં ઘણું નુકશાન ખમવું પડે છે.

પૈસો કેમ પેદા થાય છે અને તે મેળવવા પોતાના પતિને કેટલી મહેનત ખેચવી પડે છે, તે દરેક સ્ત્રીએ સમજવું જોઇએ, અને તે ઉપર બરાબર વિચાર કરી પૈસાનો ખર્ચ કરવો જોઇએ.

કેટલીક ગરીબ સ્ત્રીઓ ઘર કામ પુરૂ થયા પછી ભરવાનું, શીવ-વાનું વિગેરે કામ કરી પૈસા મેલવે છે. જેથી ઘરમાં વાપરસ થાય છે જેથી ધણીની આવકને ટેકો મળે છે. અને તેથી ઉલટું જે સ્ત્રી કાંઇ હુન્નર જાણુતી નથી તે સ્ત્રી ધણીને બોજા રૂપ થઇ પડે છે.

જે સ્ત્રીઓ પોતાનું પોતાના ખરચાનું, જાત મહેનતથી કમાઇ પોષણ કરે છે તેજ સ્ત્રી ખાનદાનમાં ગણાય છે. જેથી સ્ત્રીએ ઘરની વ્યવસ્થા રાખવા સારૂં કેટલાક હુન્નરો પણ શિખવા જોઇએ છે.

ઘર કોને કહેવાય? જે ઘરમાં દરેક જોઇતી ચીજો, મળે તેનેજ ઘરનું ખરૂં નામ આપી શકાય. ઘરમાં અનાજ, ઘી, તેલ વિગેરે ચીજો તો હોય અને થઇ રહી હોય તો તરત વેચાતી મળે, પણ કેરીના અથાણાં તથા મુરબા, પાપડ, સેવ વડી વગેરે મળતા નથી, જેથી જ્યારે જ્યારે જેવી મોસમ હોય ત્યારે તે ચીજો બનાવી અને ભરી રાખવી જોઇએ કે, જયારે જોઇએ ત્યારે તેનો ઉપયોગ કરવા થાય.

જે જે વસ્તુ જે જે મોસમમાં પેદા થાય છે. તેજ મોસમમાં તેને ખરીદી હોય તોજ ફાયદો થાય છે, નહિતો કટાણે લેવા જાઓ તો મળે નહી અને મળે તો બે કે ત્રણ ત્રણ ગણા વધારે પૈસા આપો ત્યારેજ જોઇતી વસ્તુ મળે છે. જેથી ખાવા, પીવા, તથા કપડાં લતાં તે સરવે ગજા પ્રમાણે ખરીદ કરી લેવું, કે પછવાડેથી વધારે નુકશાન ખમવું પડે નહિ.

---

# " કરજ "

જે માણસ કરજવાન હોય છે, તે હમેશાં ચીંતાતુર અને દુઃખી હોય છે. કારણ કે કરજના જેવો બીજો કોઇ દુશ્મન નથી, અને દેવું ફીટાડવાની ચીંતા અહોનીશ થયા કરે છે. માટે ઉધારે વસ્તુ લેવી નહિ, જેટલું જોતું હોય તેટલું બનતા સુધી રોકડેથી લેવું. જેથી કરજ થશે નહિ.

સ્ત્રીઓએ જાણવું જોઇએ કે ઉધાર માલ લેવાથી માલ ઘણો મોંઘો મળે છે. ઉધારે માલ લેવાથી ભાવમાં જરૂર દુકાનદાર કિંમત વધારે લે છે અને વળી વારે ઘડીએ ઉઘરાણી કરી કંટાળો આપે છે, જ્યારે આગલા પૈસા આપીને બીજો માલ લેવા જઇએ ત્યારે ભાવ વધારે લેતોજ આવે છે, માટે જે માલ ઘર કામમાં લેવો પડે, તે રોકડે પૈશાથી લાવજો, તેમાં ઘણો ફાયદો થાય છે, જે દુકાને સારામાં સારો અને જ્યાંથી કીંમતમાં ઓછું પડે ત્યાંથીજ માલ વેચાતો લેવો જેથી ફાયદો થશે અને પૈસાની ખેંગાળી થતી અટકશે.

સ્ત્રીએ પોતાના ધણીની આવક અને ખર્ચનો વિચાર કરીને પછીજ ઘરમાં જોઇતી વસ્તુ મંગાવવી, જેટલી જોતી હોય તે ઉપરાંત મંગાવવી નહિ, પણ થોડી મંગાવવી અને તે વસ્તુઓ સાચવી, સફાઇથી, વાપરવી જેથી ખર્ચમાં ઉગારો થશે.

સ્ત્રીઓએ પોતાની જીભ વશ રાખવી ને ચીજો લાવી ખાવો નહિ, ઘડીકના સ્વાદ સારૂ પૈસાનો નાશ કરવો તે સાધારણ અને

ગરીબ માણસોનું કામ નથી, ગમે તેવી વસ્તુ ખાઓ તોપણ કહેવત પ્રમાણે "ઉતર્યું ઘાટી અને થયું માટી." માટે મોઢામાંથી ગળામાં ખોરાક ગયો, પછી તે ગમે તેટલો ઉંચી કીંમતનો હોય, તો પણ તેના સ્વાદની કાંઈ ખબર પડતી નથી. માટે જેટલી **"પથારી લાંબી હોય તેટલાજ પગ લાંબા કરવા"** એટલે કે જેટલી પોતાની આવક તેનાથી પાંચ રૂપીઆ ઓછા ખરચ કરવો, જેથી પાંચ પૈસા બચશે, અને બચેલા પૈસા ભવિષ્યમાં આપણને અથવા આપણા બચ્ચાંઓને દુ:ખના વખતમાં કામ આવશે.

ખુદાવન્દતાલાની મહેરબાનીથી થયેલા બાળકોને પરણાવવા વગેરે ફરજો બજાવવામાં ખર્ચ કરવો પડે છે. માટે તે બાબતનો અગાઉથી વિચાર કરી ધન એકઠું કરી રાખવું, કે તેવે વખતે કરજ કરવાની જરૂર પડે નહિ, વળી પોતાના ગજા ઉપરાંત ખર્ચ પણ કરવો નહિ કે જેથી માથા ઊપર કરજ થાય.

કરકસર કરવામાં પણ વિચાર રાખવો કે, જે વસ્તુ ખાસ જોતી હોય અને તેના વગર ચાલે તેવું નથી તો પછી તેમાં લોભ કરવો અને ન લાવવી તે ઘણું ખરાબ છે, પણ નજીવી વસ્તુ કે જેના વગર આપણે ચલાવી શકીએ તેવી વસ્તુમાં પૈસા ખર્ચવા પહેલા વિચાર કરવો જોઇએ.

જો તમારી પાસે પાંચ પૈસા હશે તોજ તમને માન મળશે, નહી તો તમારા સગાવહાલાંમાં આબરૂ ઓછી થશે. તવંગર અને ગરીબમાં ફકત દોલતનો ફેર છે. જે પૈસા સાચવી રાખે છે

તેથી તે સુખના સાધન મેળવી શકે છે. માટે આવકથી વધારે ખર્ચ કરવો નહિ, અને કરકસર કરી પાંચ પૈસા બચાવતા રહેવું જેથી મુશકેલી વખતે તે પૈસો કામ આવે.

## "ખોરાક વિષે સુચના."

મનુષ્ય માત્રના જીવનનો આધાર અનાજપર છે, શરિરનું પોષણ કરવામાં અન્નના જેવું બીજુ કોઇ સાધન નથી. શરિરની અંદર ગરમી ઉત્પન્ન થાય છે, શરિરના જુદા જુદા અવ્યવો જીર્ણ થઇ તેના બારીક અણુઓ નાશ પામે છે, અને તેને બદલે તંદુરસ્ત અણુઓની ઉત્પત્તિ થાય છે, આ ક્રિયા અનાજના પોષણથી થાય છે, શરિરમાં બળ, બુદ્ધિ અને સામર્થનો આધાર અન્ન ઉપર છે, કહેવત છે કે "**અન્નમય પ્રાણ**" એ ખોટું નથી.

શરિરને ટકાવી રાખવા અન્નની ઘણી જરૂર છે માટે સ્ત્રીએ પાક સારૂ બરાબર શીખવુ જોઇએ. અન્ન અને પાણી વિગેરે ચોખા કરી વાપરવાની કેટલીક સુચનાઓ નીચે આપવામાં આવે છે:

(૧) અનાજમાંથી કાંકરા વીણી તેને સુપડેથી સોઇ તપાસી પછી દળવા આપવું. કારણકે જો લોટમાં કાંકરી આવે અને તે ખાવામા આવે તો રોગ પેદા થાય છે.

(૨) ચોખા વગેરે રાંધતી વખતે હમેશા બરાબર તપાસવું કેમકે તેમાં ઓળનો અને જીવાંતનો ભાગ વિશેષ રહે છે, તો તેને ઝાટકી સાફ કરી બે ત્રણ પાણીએ ધોઇને રાંધવાં.

(૩) ખાધા પછી ઠામને એઠા મુકી આપવા નહિં પણ તરત માંજી ધોઇને સાફ કરવા, જેટલી વખત ખાવું તેટલી વખત ઠામ તરત સાફ કરી નાખવાં.

(૪) અનાજ રાખવાના જે ડબા કે વાસણ હોય, તે બરાબર ઢાંકવા, નહિતો ઉંદર ખાઇ જાય અને લીંડીઓ કરે કે જે પેટમાં જવાથી આફરો ચડે છે.

(૫) રોજને રોજ એક જાતનું અનાજ રાંધવું નહિ, પણ જુદી જુદી વખતે જુદી જુદી જાતના ધાન્યનો ઉપયોગ કરવો, કે જેથી ખોરાક ઉપર ખાવાની રૂચી પેદા થાય. વધારે મીઠી ચીજ-નો ઉપયોગ ન કરવો, પણ સાંદો અને પચે તેવો ખોરાક ખાવો.

(૬) શીઆળો, ઉનાળો, અને ચોમાસુ એ ત્રણ રૂતુને માફક આવે તેવો ખોરાક લેવો, દાખલા તરીકે ગરમીમાં ગરમ ખોરાક લઇએ તો આંખને નુકશાન થાય તેમજ જો ઠંડી મોસમમાં ઠંડો ખોરાક લઇએ તો માંદા પડીએ, માટે રૂતુની અનકુળતા પ્રમાણે ખોરાક લેવો.

(૭) હમેશા નિયમિત ઠરાવેલા વખતે ખોરાક લેવો, મોડો યા વ્હેલો લેવાથી શરિરની પૃકૃતિ બગડે છે. ખોરાક એવો લેવો કે જેમાં થી કૌવત અને નવું લોહી ઉત્પન્ન થાય. તેથી સાદો, અને કૌવત આપનારો ખોરાક ખાવો.

(૮) રાંધેલા અનાજને કબાટમાં મુકો, તે કબાટને રોજ વાળી ઝાડી સાફ રાખો કારણ કે નહિ તો જીવડા ઉત્પન્ન થાય છે અને જો ખોરાકમાં ખાવામાં આવે તો શરિરમાં ઝેરની અસર થાય છે.

(૯) પીવાનું પાણી સાફ ગળણેથી ગળીને પીવા માટે લો, પાણીના ઠામ માંજી અને સાફ કરવા, જેથી પાણી ચોખું રહેશે.

પાણીમાં બરફ નાખી પાણી પીવું તે નુકશાન કરતાં છે, માત્ર શિઆળાના બનાવેલા મટકા લેવાં અને તેને રોજ રાત્રે ભરી મુકવા, અને તેના મોઢા મજબુત બાંધવા. સવારે ગળીને પછી તે પાણી ઉપયોગમાં લેવું.

સુરોખાર અને નવસાર સરખે ભાગે લઇ તેમાં ત્રણ ગણું પાણી નાખવું, આ પાણીને લાકડાના પીપમાં નાંખવું, ત્યારપછી પાણીની ભરેલી શીશી કે બાટલી મજબુત બંધ કરી તે ટીપમાં નાંખવી અને ઉપર એક કપડું ઢાંકવું. થોડા થોડા વખત પછી બાટલી બહાર કાઢીને પાણી પીવામાં વાપરવું. આ પાણી બહુ ઠરેલું હોય છે.

દુધ, ઘઉં, વટાણા, તુવર, અડદ, વાલ, બાજરી વિગેરે એ પડવાળા ધાન્યમાં જીવન ટકાવી રાખવાની શકિત વધારે પ્રમાણ માં હોય છે.

દુધની મલાઇ, લુણી, ઘી અને વનસ્પતિના બીજમાંથી નીક-ળતા તેલ વિગેરે પદાર્થો ચરબી વધારનાર છે.

બટાટા, રતાળુ, સુરણ, ગાજર વિગેરે વનસ્પતિ અને કંદ, ચોખા, બાજરી, મકાઇમાં શરિરને શકિતવાળા પોષણ મળી આવે છે જેથી શરિરમાં ગરમી વધે છે.

મસાલાનો ઉપયોગ કરવાથી અન્ન સ્વાદિષ્ટ બને છે, ચાહ, કાફી અને કોકો કેવળ મગજની શકિતને ઉશ્કેરનાર છે, અને વધારે પીવાથી જઠરાઅગ્નીની મોળી પાડે છે, અપચો અને બંધ કોશ થાય છે, જેથી શરિરની આરોગ્યતા બગડે છે. માટે મનુષ્યે કોઇપણ પ્રકારનું, વ્યશન રાખવું નહી.

## પ્રકરણ ૬ ઠું.

## મઝહબી તાલીમ.

### (૧) આપણો પાક-ઇસ્માઇલી મઝહબ.

દરેક સ્ત્રી અગર પુરૂષે પોતાનો શું મઝહબ છે તે સમજવાની પહેલી જરૂર છે. મઝહબ વિનાનો પુરૂષ અગર સ્ત્રી નાસ્તિક યાને બેઇમાન કહેવાય છે અને તેઓ તરફ દરેક જ્ઞાની જન ધીક્કારની નજરથી જુએ છે, મઝહબથી ખુદાવન્દની ઓળખ થાય છે. દુનિયામાં પોતાની શું શું ફરજો છે તે સમજાય છે; નિતિરીતીનું જ્ઞાન થાય છે અને આ દુનિયામાં સુખી અને નિતીમય જીવન ગુજારી શકે છે અને પેલી દુનિયામાં સુખ શાન્તી અને સુખચેન ભોગવે છે.

આપણો મઝહબ **ઇસ્લામ** છે. આપણા પાક મઝહબના સ્થાપનાર હ૦ **મહમદ મુસ્તફા** (સ૦) અરબસ્તાનમાં મક્કા શહેરમાં થઇ ગયેલ છે જે આપણા અવ્વલ પીર એટલે ગુરૂ યાને આપણી જાહેલીયત દુર કરનાર છે. તેમણે હ૦ મૌલા **મુરતજાઅલીની** મદદથી "**ઇસ્લામ**" કે જે જગતમાં છેલ્લો, સુધરેલો અને સાચો

દીન છે તેનો ફેલાવો કરી, જાહેલોને હક રાહપર લાવ્યા. હ૦ મઉલા મુરતજાઅલી તે આપણા અવ્વલ ઇમામ છે, હ૦ અલીને પહેલા ખલીફા કબુલ રાખનાર "**શીયા**" અને હ૦ અબુબકર હ૦ ઉસમાન, અને હ૦ ઉમરને તેમના પહેલાના ખલીફા કબુલ રાખનાર "**સુની**" ગણાય છે. આપણે હ૦ મઉલા મુરતજાઅલીને પહેલા અને હકદાર ખલીફા ગણતા હોવાથી આપણે **શીયા** ગણાઇએ છીએ.

હ૦ મઉલા મુરતજાઅલીથી હ૦ ઇમામ જાફર સાદક સુધી શીયા ફીરકો સરખો ચાલ્યો આવ્યો પણ હ૦ ઇમામ જાફર સાદકે પોતાના ફરજંદ શાહ ઇસ્માઇલને પોતાના બાદ ઇમામ તરીકે નીમ્યા પણ દુસ્મનોના જોરના સબબે મોજીઝા બતાવી, હ૦ શાહ ઇસ્માઇલને તુરકસ્તાનમાં જઇ રહેવું પડયું તેથી કેટલાએક લોકોએ હકરાહ છોડી હ૦ ઇમામ જાફર સાદકની બીજી ધરવાળીના ફરજંદ **મુશાકાઝમને** ઇમામ તરીકે કબુલ રાખ્યા. તે નસલ બાર ઇમામ સુધી આવી બંધ થઇ અને ત્યારબાદ તે બાર ઇમામને માનનારાઓ ઇસ્ના અશરી એટલે બાર ઇમામને માનનાર તરીકે ગણાયા. જ્યારે આપણા પાક અવ્વલ પીર નબી મહમદ મુસ્તફા (સ.) ના પાક કઉલ અને શિખામણ મુજબ આપણે ખરા ઇમામને વળગી રહી હજી સુધી હાજર ઇમામના મુબારક છાયામાં રહેવાને મગરૂરી લઇએ છીએ. એ મુજબ હાજર ઇમામને માનનારા અને હ૦ શાહ ઇસ્માઇલને ઇમામ તરીકે કબુલ રાખનારા આપણે **શીયા ઈમામી ઇસ્માઈલી** ગણાઇએ છીએ.

હ૦ શાહ ઇસમાઇલને માનનાર શીયાનો ફીરકો ઇસ્માઇલી ગણાય છે પણ તે તડામાં પણ આપણા ૧૮ મા ઇમામ હ૦ શાહ મુસ્તનસર બીલાના વખતમાં એ બીજા વિભાગ પડયા. હ૦ ઇમામ મુસ્તસર બીલાહે પોતા પછી ઇમામ તરીકે તેમના મોટા પુત્ર હ૦ શાહ **નીઝારને** નીમ્યા હતા પણ તેમના બીજા પુત્ર **મુસ્તેઅલી** એ પોતાનો પક્ષ બળવાન કરી રાજ્ય લોભે હ૦ ઇમામ શાહ નીઝારને દગાથી કેદ કર્યા અને પોતાને ઇમામ તરીકે જાહેર કર્યા; આથી મુસ્તેઅલીને માનનારા "**મુસ્તેઅલીયા ઈસ્માઇલી**" અને હ૦ શાહ નીઝારને માનનારા "**નીઝારી ઇસ્માઇલી**" કહેવાયા. આપણે સત્યને પકડી રાખનારા અને બાતલને રદ કરનારા તરીકે નીઝારી ઇસ્માઇલી છીએ અને વોરા કોમ મુસ્તેઅલીયા ઇસ્માઇલી છે, તેમના ઇમામો એકવીસ થયા છે અને ત્યારબાદ ઇમામની નસલ બંધ થઇ ગઇ છે. આપણા હાલના હાજર ઇમામ હીઝનેસ સર **સુલતાન મહમદ શાહ**, શાહ નીઝારથી સીધા ઉતરી આવેલા આપણા હાજર ઇમામ છે. આપણને આ પવિત્ર અને સત્ય દીન સમજાવનાર પીર સદરદીન વગેરે મહાન પીરો છે. જેમનાં આપણે ખરેખરા ઓશીગણ છીએ.

## (૨) જમાત ખાનું.

દરેક મઝહબમાં ખુદાવન્દતાલાની બન્દગી કરવાનું ફરમાન હોય છે. બન્દગી ગુજારવા માટે અમુક ખાસ મુકરર જગો રાખવામાં આવે છે. જેમ કુરાને શરીફ સુરેનુર આયત ૩૬ માં કહ્યું છે કેઃ-

"જે ઘરોમાં ખુદાવન્દતાલાએ પરવાનગી આપી છે, તેમાં આવાજ ઉંચો કરવામાં આવે (યાને બન્દગી કરવામાં આવે) તેમાં તેનું નામ લેવામાં આવે તેમાં લોકો (મોમીનો દીનદારો) સવાર અને સાંજે તેની પવિત્રતા યાદ કરી સ્તુતી કરે છે (બન્દગી ગુજારે છે.)"

ઘરને ફારસીમાં **ખાના** કહે છે અને તેમાં આપણી જમાત બન્દગી કરવા આવે છે એટલે જમાતના વપરાસ માટે હોવાથી **જમાત ખાનું** નામ આપવામાં આવ્યું છે. જેમા સવાર અને સાંજે દરેક દીનદારો બન્દગી (દુઆ) ગુજારે છે.

શીયાનાં બીજા ફીરકા તેમજ સુન્ની ફીરકાના લોકો બન્દગી કરવાના સ્થળને **મસજીદ** કહે છે "**સજદ**" એટલે નમન કરવું. નમન કરવાની જગો હોવાથી **મસજીદનું** નામ આપવામાં આવ્યું છે. તેવીજ રીતે ખ્રીસ્તીઓમાં બન્દગી કરવાના સ્થળને દેવળ, હિન્દુઓમાં મંદિર વગેરે વગેરે નામ આપવામાં આવેલ છે.

બન્દગી કરવાનું સ્થળ જુદું અને મુકરર એટલા માટે રાખવામાં આવે છે કે, દરેક ગરીબ અગર તવંગર તેનો એક સરખો લાભ લઇ શકે. તે સ્થળ એવું ભવ્ય શોભાદાર અને સાફ અને પાક હોવું જોઇએ કે, તેમાં પ્રવેશ કરનાર પાપીમાં પાપી માણસને પણ પોતાના પાપ માટે પસ્તાવો થયા વગર રહે નહિ; તેમજ ધાર્મિક વિચારોની તેનાપર અસર થયા વગર રહે નહિ. આ સ્થળ બન્દગી સિવાય બીજા કોઇ કાર્યમાં વપરાવું જોઇએ નહિ, તેમજ ત્યાં કોઈ પણ જાતની અશુધ્ધી, કચરો કે નાપાકીની બો પણ હોવી ન જોઇએ.

આવા પવિત્ર સ્થળની મહત્વતામાં અને ગંભીરતામાં કોઇપણ રીતે ખામી આવવી ન જોઇએ

એવા પવિત્ર સ્થળમાં ખુદાવન્દ તાલા પ્રત્યક્ષ બિરાજે છે એવો ભાસ, એ સ્થળમાં બન્દગી ગુજારવા આવનારને થાય છે અને ત્યારેજ તે પોતાના પાપ માટે પશ્ચાતાપ કરી શકે છે અને ધાર્મિક વિચારો ગ્રહણ કરી શકે છે. આવા પવિત્ર અને મહત્વતાવાળા સ્થળમાં દાખલ થનારે કેટલી પાકીઝગીથી આવવું જોઇએ તે દરેકે જાણવું જોઇએ. જમાતખાનામાં આવનાર દરેક સ્ત્રી અગર પુરૂષે પાક અંગ, પાક કપડાં અને પાક દીલથી આવવું જોઇએ. દરેક ઇન્સાન સમજી શકે છે કે, દુનીયાના એક રાજાના દરબારમાં પણ મલીન અંગે અગર મલીન કપડે જઈ શકાતું નથી તો, શહેનશાહનાં પણ શહેનશાહનાં દરબારમાં નાપાકી અને મલીનતા સાથે આવનાર, તે પવિત્ર સ્થળની તેમજ પાક પરવરદિગારની કેટલી બેઅદબી કરે છે, એ દરેક સમજી શકે તેમ છે અને તેની શિક્ષા તેને જરૂર મળે તેમાં કાંઇ નવાઇ નથી ; માટે દરેક સ્ત્રી અને પુરૂષે આવા પવિત્ર સ્થળમાં પાક અંગ, પાક વસ્ત્ર અને પાક દીલથી આવવું. જમાતખાનામાં આવવા બાદ બન્દગી વખતે તેમજ વાયજ વખતે અગરતો જ્યાં સુધી જમાતખાનામાં હોય ત્યાં સુધી પોતાના કર્તવ્ય સિવાય એટલે બન્દગી સિવાય અન્ય ફૂથલી વાતચિત વગેરેનો ત્યાગ કરવો, નહિતો જમાતખાનાની બેઅદબી કરેલી ગણાય જેથી ખુદાવન્દતાલા નારાજ થાય.

સ્ત્રીઓએ આ બાબતમાં બહુજ ધ્યાન આપવાની જરૂર છે કે, પોતાના નાનાં નાનાં બચ્ચાંને લાવવા નહિ અગરતો ઘણીજ સંભા-

ળથી રાખવા, કે રોવે કે મસ્તી તોફાન કરે નહિ કે જેથી અન્યના ધ્યાનમાં અગર તો વાયઝમાં ખલલ પડે, તેમજ બચ્ચાંના ઝાડા પેશાબથી જમાતખાનાની પવિત્રતામાં ખલલ પહોંચે.

દુઆ પડતી વખતે, ગ્નાન બોલતી વખતે કે વાયજ થતી હોય તે વખતે બીલકુલ વાતચીત કે ઘોંઘાટ થવો ન જોઇએ. સ્ત્રીઓએ જમાતખાનામાં પોતાના સગાબ્હાલાના ઘરના કજીયાઓ લાવી તકરાર કરવી અગરતો એક બીજાની નીન્દા કરવી એ ઘણુંજ ખરાબ છે. જમાતખાના જેવા પવિત્ર સ્થળમાં તેવી કોઇપણ જાતની બેઅદબી કરનારપર ખુદાવન્દતાલા નારાજ થાય છે અને તેની શીક્ષા તેવી અજ્ઞાનોને ખમવી પડે છે.

## (૩) ઇસમાઇલી રોજીંદી બંદગી દુઆ

આ જગત ખુદાવંદતાલાએ પેદા કર્યું છે. ખુદાવંદતાલા આપણો માલેક છે, આપણે સર્વે ખુદાવંદતાલાના બંદા છીએ. અને તે ખાવેંદના તાબેદાર ગુલામ છીએ. ખુદાવંદતાલા અને બંદાની વચમાં એક જાતનું સગપણ છે. ખુદાવંદતાલા આપણો માલેક આકા છે અને આપણે તેની બનાવટના બંદા છીએ. સવે બંદાઓ ઉપર ખુદાવંદતાલાનો રબુબીયત એટલે માલેકનો હક છે. દુનિયાના સર્વે ધર્મોમાં ખુદાવંદતાલાની માલેકીનો હક અદા કરવા સારૂં કાંઇને કાંઇ જાતની ક્રીયાઓ કરવામાં આવે છે; જેની મારફતે એક બંદો પોતાના માલીક ખુદાવંદ તરફની પોતાની ફરજ અદા કરે છે. એવી ક્રીયાઓને પ્રાર્થના, પ્રેયર, બંદગી, નીમાજ, દુવા, વીગેરે દેશ કે જાતી

પ્રમાણે નામ આપેલા છે, સર્વે જાતીઓની ક્રીયાઓ જુદી જુદી જાતની દેખાય છે, છતાં પણ સર્વેનો અંતર હેતુ એક સરખોજ હોય છે, ખુદાવંદતાલાની બંદગી ગમે તે રૂપમાં કરવામાં આવે તોપણ સર્વમાં પાંચ મુદ્દા મુખ્ય રહેવા જોઇએ.

(૧) ખુદાવંદતાલાની તારીફ.

(૨) બંદાની તકશીર માટે તોબા તથા તાબેદારી.

(૩) ખુદાવંદતાલા પાસે મખલુકાત સારૂ નેક દુઆઓ માંગવી.

(૪) ખુદ પોતાના ઉપર ખુદાવંદની રહેમ માગવી.

(૫) ધરમના ઉપરી તરફ વફાદારી દેખાડવી.

જગતમાં ભક્તીના અનેક પ્રકાર છે. આપણા પાક **શીયા ઇમામી ઇસ્માઇલી** મઝહબની બંદગી જે રૂપમાં આપણા બોધ ગુરૂ પીર સદરદીન સાહેબે ફરમાવી તેને "**દુઆ**" એવું નામ આપેલું છે. પીર સદરદીન સાહેબે શીખવેલી દુઆમાં ઉપરના પાંચે મુદ્દા ઘણી વ્યાજબી રીતે અમલમાં આવી શકે છે. આપણે ઇમામના પાઠમાં વાંચી ગયા તેમાંથી સમજીએ છીએ કે ખુદાવંદતાલાનું નુર આ દુનીયામાં કોઇપણ અવતારમાં ઝહુર હોય છે. આપણે જ્યારે બંદગી કરીએ છીએ, ત્યારે પણ આપણા જમાનાના ઇમામ એટલે હાજર ઇમામમાં એ નુર મોજુદ છે. અને "**જેનો વારો તેની આણ**" એ કહેવત પ્રમાણે આપણી બંદગી એજ મોજુદ નુરને અરપણ કરવામાં સૌથી વધારે પુન્ય હાશલ થાય છે. આપણી પાક દુઆ માં સતર શીજદા છે, અને એ સતર ઠેકાણે એ પાક ઇમામના ખુદાઇ નુરને આપણે શુજદો કરીએ છીએ.

હવે આપણે જોઇએ કે આપણી પાક દુઆમાં મજકુર પાંચ મુદ્દા કેવી રીતે બર આવે છે.

(૧) સચો વચન શુબહાન અલ્લાહ તથા "લાઇલ્લાહા ઇલ્લાહ હુલ હયુલ કૈયુમ" વિગેરે પાઠોમાં ખુદાવંદતાલાની બુઝુરગી વખાણવામાં આવેલી છે તે અનુપમ છે. તેથી માલમ પડી શકશે કે આપણી પાક દુઆમાં ખુદાવંદતાલાની અનહદ સ્તુતી એટલે તારીફ કરવામાં આવેલ છે.

(૨) બંદાની પોતાની તકશીરની માફી ચાહવા સારૂં "તોબો તોબો તકસીરદાર" વીગેરે પાઠો ઘણુંજ અસરકારક છે વળી "ઇન્ની કુનતો મીનઝ ઝાલેમાન" એટલે યા ખુદાવંદ હું તકસીરદાર તથા જુલમગાર ટોલામાંનો છું. વીગેરે ગીરીયાજારીથી ભરપુર છે.

(૩) ખુદાવંદતાલાની બીજી મખલુકાતના હકમાં દુઆ માંગવા સારૂં "યા શાહ ફઝલ વ રહેમત કરીએ" "યા શાહપીર વકીલ" "દુઆગત પીરેખે" "દોઆગત શયદે" "દુઆ નીઅત ખેર" તથા મોટો સીજદો વિગેરે ઘણાજ ઉત્તમ પાઠોનો સમાવેશ કરવામાં આવેલ છે. ખુદાવંદતાલાની બીજી મખલુકાતના હકમાં ઘણી ઘણી દુઆઓ ગુજારવી એ એક પરમાર્થ વૃત્તિ છે.

(૪) "પંજ પાટીની દુઆ" માં બંદો ઘણી ઘણી ગીરીયા સાથે પોતાના ઉપર રહેમત માગે છે.

(૫) આપણી આખી ક્રીયા દરમીયાન આપણા હાજર ઇમામ હાદીયુલ મહેદી, સાહેબુલ અમ્મર તરફ અચળ ભકતી ભાવ

દેખાડવામાં આવે છે. એ મુજબ જેવી અસરકારક રીતે આપણી દુઆ નામની બંદગીમાં સઘળા મુદ્દાઓ સમાવવામાં આવે છે તેવી અસરકારક રીતે બીજા કોઇપણ ધર્મવાળાની પ્રાર્થનામાં સમાવેશ થયેલો જોવામાં આવતો નથી. એથી આપણા શીયા ઇમામી ઇસ્માઇલી મઝહબના બોધ ગુરૂ પીર સદરદીન સાહેબે આપણુને દુઆ નામની બંદગી ફરમાવી છે તે સર્વ બંદગી કરતા ઉત્તમ છે એવું સાફ માલુમ પડે છે. દરેક ઇસમાઇલી મોમન ઉપર વાઝેબ અને લાઝમ છે કે એક દીવસમાં ત્રણ વખત બંદગી ગુજારે ને જો ગત જમાતમાં જઇ દુઆ ગુજારે તો જેટલા માણસો ત્યાં એકઠા થયા હોય તે સર્વેની દુઆંઓનો હીસ્સો મળે છે, અને મહાન પુન્ય હાસલ થાય છે. જેવો પ્રસંગ હોય તેવી રીતે વર્તવું, પરંતુ એક દીવસમાં ત્રણ વખતની દુઆ ચુકવી નહિં; અગર કોઇ માણસ મુસાફરીમાં હોય, અથવા લાચારી હાલતમાં હોય, અથવા દુઆ મોઢે આવડતી ન હોય, અથવા દુઆ ગુજારવાનું બની ન શકે તો, તેને બદલે બાર તશબી "**પીર શાહ**" ના નામની કાઢવી. પીરશાહ એટલે અલી, નબી અને તેમના જાનશીન ઇમામ, એવો અર્થ થાય છે.

સવારનાં દિવસ ઉગ્યા અગાઉ "**સુબુહની દુઆ**" તેમજ સાંજના દિવસ આથમ્યા પછી "**સાંજીની દુઆ**" અને રાતના બાર વાગવાની પહેલાંની દુઆને "**સુમણીની દુઆ**" કહેવામાં આવે છે. એ મુજબ ત્રણ વખતની બન્દગી ગુજારવાની ફરજ દરેક

ઇસમાઇલી બાઇ અથવા ભાઇ ઉપર રહેલી છે જે અદા કરવામાં બીલકુલ ગફલતી કરવી નહિ.

## (૪) ઘટપાટ.

ઘટપાટ ઇસમાઇલીઓ માટે એક ઉત્તમ ધાર્મિક ક્રીયા છે. અગાઉના એટલે ત્રણ જુગના પહેલા ચાર કલપમાં પણ ઘટપાટ સ્થાપવામાં આવતો, જેને લીધે નવાણું ક્રોડ જંખ, છપન કરોડી મેઘમાળ, બત્રીસ કરોડી કીન્નર, તેત્રીસ કરોડી દેવતાઓ પુર્ણ ભાવથી ઘટપાટ ક્રીયા બજાવીને અમર અમરાપુરીમાં પહોંચ્યા છે. હાલ આપણા જમાનામાં એટલે કલજુગમાં પણ ઘણા માન, પ્રેમ અને બુઝરગી સાથે ઘટપાટની દુઆ પડાતી આવે છે, એ વિશે આપણા પાક ઇસમાઇલી દીનના ધર્મશાસ્ત્રમાં ફરમાવેલ છે કે:—

**એજી હાજર નરહરી આવીયા,**
**તેઇ નર અનંત રૂપિ-એભી તંઇએ તમે.**
**એ નર પાંઉ ધરે ત્યાંથી ખાકજ લઇએ,**
**તેના ફરમાનથી ગોળી કરીએ-એભી તંઇએ તમે.**
**તેરે ખાકનુ નુરજ પીજે,**
**તો પીઆ વીના પાપ ન જાવે-એભી તંઇએ તમે.**

એવી રીતે આપણા પાક સતગુરૂ જ્ઞાનોમાં તેનું મહાતમ વર્ણવી ગયેલ છે. તેમજ ઇસ્લામમાં "ખાકે સફા" અને "આબે સફા" એવા નામ આપેલા છે. ખાકે સફા એટલે હાજર ઇમામના દસ્ત મુબારકને લગાડેલી ખાક અને "આબે સફા" એટલે ખાકે સફા

ને પાણીમાં ગાળી તે ઉપર દુઆ પડી નીચાજ નીમના રૂપમાં કાઢવામાં આવે તે. "**ખાકે સફા**," અને "**આબે સફા**" ઇનસાનના રૂહની દરેક જાતની બીમારી દુર કરીને મુકિતના માર્ગ તરફ દોરે છે. ખાકે સફા અથવા આબે સફામાં કાંઇ પાણી અને માટીની તાસીર નથી. પરતુ ખુદાવંદ મુરતજાઅલી હાજર ઇમામના દસ્ત મુબારકની બરકતની ખુબી છે. એક મુસલમાન શાએર લખેછે કે—

**અકસીરસે ઝીયાદેહ હૈ, હૈદરકે દરકી ખાક,**
**હૈ ખાક જીસકે સામને, ઈસ સીમો ઝરકી ખાક.**

મતલબ—હજરત મૌલા મુરતનીઅલીના દરની ખાક કીમીયાની ખાક કરતા વધારે અસરકારક છે. મૌલાના દરની ખાકના પ્રમાણમાં સોનું અને રૂપું એ કીમતી ધાતુઓ ખાક સમાન છે.

**રૌનક ઉસકે પાસ હે, અકસીર કીમીયા,**
**જીસ પાસ હૈ હૈદરે, શફ્દરકે દરકી ખાક.**

મતલબ—રૌનક કહે છે કે લડાઇની સફને તોડી નાખનાર સાહેબે જુલફીકાર મોલા મુર્તજાઅલીના દરની ખાક જેની પાસે હોય તેની પાસે સૌથી મોટો કીમીયો છે.

**અલીકે દસ્તકી ખાકે સફા અકસીરે આઝમ હે,**
**હૈશરખમ ખાકે અહર તપર હકીમાકા તબીબાકા.**

મતલબ—હજરત મૌલા મુરતજા અલીના દસ્ત મુબારકની ખાક એ મોટી કીમીયારૂપ છે. એ પાક ખાક ઉપર હકીમો તથા તબીબોના સર આજીઝ છે.

**હૈ કીમીયા ગરોંકા અગર કીમીયા પર નાઝ,**
**તો બુ તુરાબીયાંકો હૈ ખાકે સફા પે નાઝ.**

મતલબ—અગર કીમીયાગર લોક કીમીયા પર નાચે છે. તો મોલા મુરતજાઅલીના મુરીદો ખાકે સફા એટલે ધટપાટ ઉપર મગરૂર છે, હજરત મોલા મુરતજાઅલી અમીરૂલમોમનીન હાજર ઇમાનના દસ્ત મુબારકની ખાક દુન્યવી તથા રૂહાની બીમારીઓને દુર કરે છે. માટે દુનીયા પેદા થઇ ત્યારથીજ ભક્તજનોએ વીસણુ વર દાતાર ના કદમની "ખાકે સફા" પાણીમાં મેળવીને પીતા હતા, તેમજ આ જમાનામાં મોમીન લોકો હાજર ઇમામના દસ્ત મુબારકની ખાકે સફાનું ખાન પાન કરે છે.

ખુદાવિંદ હાજર ઇમામના પાક દસ્તના સ્પર્શથી થયેલી ખાક જેવી બરકતદાર ચીજ આ દુનીયામાં બીજી કોઇ નથી.



# હાજર ઇમામની સ્તુતી.

## રાસડો.

ખેલો આનંદે, ખટપટ જગની દુર કરોરે.
ચિંતા શાનીરે, પુશ્તપનાહ **સુલતાન**;
સાથી જેનો છે કુદરતનો કરનાર-ખેલો૦

## સાખી.

ખુરશીદ આભે જેમ છે, તેજતણો અંબાર;
દેખે નહિ તે ઘુવડો, જેનાં પુર્ણ અભાગ.
વાંચી જુઓ કાજી તમારા કિતાબજો.
તપાસો ખુબ એલ્મના આધારથી;
જરૂર આ જગ્ત વિકટ રાનમાં,
**ઇમામ** સમ રાહબર કો નથી.

## સાખી.

હિદાયત કરનાર જે, દેખાડે શુભ રાહ;
એવો રાહબર એ સદા, કરો સિર કુરબાન.
ટાળશે ત્રીવિધીના તાપ મનમાં મહેર ધરીરે,
એવો **ઇમામે ઝમાન** ચિંતા જશે ટળીરે;

થશેજ તમ જીવો તણોરે ઉધાર,
જરૂર પામો બ્હેસ્તે શાહાના દીદાર.
એજ છે ખરો તમારો આધાર ફુરકાન માંહે કહ્યું રે,
ખુદાવંદતાલાનું પાક નુર જેમાં વસી રહ્યું રે—ખેલો૦

( રચનાર-**માસ્તર વ૦ ના૦** )



## પ્રકરણ ૭ મું.

## "પૃથ્વીનું વર્ણન."

### આસમાન.

આસમાન ( આકાશ, ) કે જે આપણા જોવામાં આવે છે તે શું છે? તે હજી સુધી ચોકસ રીતે જણાયું નથી, પણ વિદ્વાનો કહે છે કે તેમાં હવાના થર આવેલા છે, અને તેના સામી નજર કરશું તો તેમાં ભીન ભીન પ્રકારના રંગ જણાશે. સામાન્ય રીતે કહેવામાં આવે છે કે તે હદ વિનાની ખાલી જગ્યા છે.

હવા ત્રણ પ્રકારની બનેલી છે. તેના નામ. (૧) ઓકસીજન, (૨) નાઇટ્રોજન, (૩) અને કાર્બોનીક એસીડ છે, તેના ગુણ વિશેનો આપણે વીચાર કરીએ. કારબોનિક એસીડ પ્રાણીને હાનીકારક છે, પરંતુ વનસ્પતિને ઘણો ઉપયોગી છે, સુર્યના પ્રકાશની મદદથી છોડવા અને વિશેષ કરીને તેમના પાંદડાં પોતાના અંગ બનાવવાને આ વાયુમાંથી કાર્બન લે છે, અને બીજુ

તત્વ જે ઓકસીજન છે તેને છોડી દે છે, પ્રાણીઓ શ્વાસમાં આકસીજન લે છે, અને પાછો કાર્બોનિક એસીડ બહાર કાઢે છે.

ઓકસીજન હવામાંથી દુર કરવામાં આવે તો માણસ અને જાનવરો તરત મરી જાય. કારબોનીક એસીડ કાઢી લેવામાં આવે તો ઝાડપાન તરત સુકાઇ જાય, નાઇટ્રોજનને હવામાંથી જુદી કરી લેવામાં આવે તો આગ, દીવો, વગેરે એકદમ બુઝાઇ જાય. માટે ત્રણે હવાની જરૂર છે.

## સૂર્ય.

સૂર્ય એ કુદરતના નમુનાનો પ્રકાશિત ગોળો છે, તે આપણી પૃથ્વી કરતાં તેરલાખ ગણો મોટો છે. તે આપણાથી દસ કરોડ માઇલ દુર છે તોપણ આગના ગોળાની ગરમી ચારે તરફ કરોડો માઇલ સુધી પહોંચે છે.

આપણી પૃથ્વી સુર્યની આસપાસ ફરે છે. તે શિવાય નાના મોટા સેંકડો ગોળાઓ ફરે છે, અને તે સર્વને ગરમી, તથા પ્રકાશ સૂર્યમાંથી મળે છે.

મુખ્ય ગ્રહો આઠ છે, ૧ પૃથ્વી, ૨ બુધ, ૩ શુક્ર, ૪ મંગળ, ૫ ગુરૂ, ૬ શનિ, ૭ યુરેનસ, ૮ નેપચ્યુન, તે આઠ ગ્રહોમાં શુક્રના તારાનું તેજ વધારે છે. મંગળના ગ્રહનો રંગ રાતો દેખાય છે, આ પૃથ્વીની આસપાસ ચંદ્ર છે તેને ઉપગ્રહ કહે છે.

પરવરદીગારની અલોકીક શક્તિનો વિચાર કરો કે આશમાનમાં અસંખ્ય તારાઓ છે, તે પોતપોતાને માર્ગે ભ્રમણ કરે છે તોપણ

એક બીજાએ અથડાઇ પડતા નથી, ઘણા તારા ખરી પડવાથી પણ તેઓ અધવચ આવતાંજ બળી જાય છે. જેથી જમીન ઉપર પડતાં નથી.

કેટલીક વખત પુંછડીઆ તારા જોવામાં આવે છે ત્યારે લોકોમાં વહેમ ઉત્પન્ન થાય છે જે પૃથ્વીપર આફત આવશે, પણ તે ખાલી વ્હેમ છે.

આ પૃથ્વીના ત્રણ ભાગમાં પાણી એટલે સમુદ્રો છે અને એક ભાગમાં જમીન છે આ પાણીના ત્રણ ભાગનાં પાંચ મોટા ભાગ પાડેલા છે તેનાં નામ (૧) આટલાંટીક મહાસાગર (૨) પાસીફીક મહાસાગર (૩) હિન્દી મહાસાગર (૪) ઉત્તર મહાસાગર (૫) દક્ષીણ મહાસાગર.

જમીનના ત્રણ મોટા ભાગ પાડેલા છે. તેના નામ (૧) જુની દુનિઆ તેમાં એશિઆ ખંડ, યુરોપ ખંડ, અને આફ્રિકા ખંડ આવેલા છે, (૨) નવી દુનિયા તેમાં ઉત્તર અને દક્ષિણ અમેરિકા આવેલા છે, તે ઇ. સ. ૧૪૯૨ માં કોલમબસ નામના એક વહાણવટીએ શોધી કાઢયો (૩) ઓશીઆનીઆ, તેમાં આસ્ટ્રેલીઆ, ન્યુઝીલાંડ વિગેરે બેટો આવેલા છે. ( જે જમીનના કકડાની ચારે બાજુ પાણી હોય તેને બેટ કહે છે. )

જુની દુનિઆ કહેવાનું કારણ કે તે ભાગઘણા વખતથી દુનિ-આના લોકોને જાણિતો છે, નવી દુનિઆની શોધ ફકત ચારસો વરસ થયા થઇ છે.

આખી દુનિઆમાં ચાર હજાર ભાષા બોલાય છે. એશિઆ ખંડમાં ૮૦૦ લાખની, યુરોપમાં ૩૮૦૦ લાખની, આફ્રિકામાં ૧૬૭૦ લાખની, અમેરિકામાં ૧૪૦૦ લાખની અને ઓશીઆની આમાં ૪૦૦ લાખની વસ્તી છે.

## "એશિયા ખંડ."

બધા ખંડોમાં એશિઆ ખંડ મોટામાં મોટો છે, તે યુરોપથી ચાર ગણો, આફ્રિકાથી ત્રણ ગણો, અને અમેરિકાથી બે ગણો મોટો છે. એમાં કેટલાક દેશ ઘણા રશાળ અને વસ્તીથી ભરપુર છે. અને કેટલાક પ્રદેશો ઉજડ છે. જેમાં માણસોની વસ્તી ઓછી છે તેમ પાક પણ સાધારણ થાય છે.

## "અરબસ્તાન."

અરબસ્તાન એ એશિઆ ખંડમાં મોટામાં મોટો દ્વીપકલ્પ છે, તેના પશ્ચિમ કિનારે, ડુંગરાની ટેકરી આવેલી છે. અને તે રાતા સમુદ્રથી ઘેરાએલી છે. તે મુલક સુકો અને પાણીની તંગાશવાળો છે, તેમાંના ઘણાં ભાગમાં રેતીના રણ છે. અને તે પૃથ્વીમાં એક ઘણી ગરમીવાળો ગરમ પ્રદેશ છે. ત્યાં હવા સાધારણ રીતે સારી છે, ત્યાં વરસાદ વરસે છે. તે ઇસલામી રીયાસત છે, અને તુર્કીના સુલતાનને તાબે છે, વસ્તી સીતેર લાખની છે, (૧) મક્કા જ્યાં કઅબા શરીફ છે, જે ઠેકાણે મોહમેદનો હજ કરવા જાય છે, (૨) મદીના કે જ્યાં નબી મહમદ મુસ્તફાની કબર આવેલી છે. (૩) જેડા બંદર છે.

અગ્નિ કોણુ પર આવેલા ઓમાન પ્રાંત ઉપર તેનો પોતાનો સુલતાન રાજ કરે છે. અને તે અંગ્રેજ સરકારના રક્ષણુ હેઠે છે, ત્યાં ખજુરના ઝાડ, ખુંદદાણા તેમજ સુંદર અને ખુશબોદાર કરીઆણા ઉગે છે. અને ત્યાંથી પરદેશોમાં આયાત થાય છે.

એડન શહેર અંગ્રેજોના તાબામાં છે. ત્યાં મજબુત કીલો છે, રાતા સમુદ્રમાં પ્રવેશ કરવાના માર્ગ આગળ એક ડુંગર છે. અને તે ઉપર આ શહેર બાંધેલું છે. આગબોટો માટે આંહી કોલસાનો મોટો સંગ્રહ રાખવામાં આવ્યો છે.

અરબ લોકો મજબુત બાંધાનાં છે. હિંમત, મિતાહારપણું, પરોણા ચાકરી અને સચ્ચાઇ, એ આરબોના મુખ્ય ગુણો છે, આરબ લોકો પોતાના ગુજરાન માટે પોતાના ઢોર લઇને જ્યાં ત્યાં જાય છે, ત્યાં ઢોરને ચારે છે, અને તેઓ "બદુ" જંગલમાં ભટકાર તરીકે ઓળખાય છે.

## "એશિઆઇ તુર્કસ્તાન."

અરબસ્તાનની ઉતરે આવેલો તમામ દેશ તુર્કી સરકારના તાબે છે. આ પ્રદેશ અરબસ્તાનના કરતા ઘણો લીલો છે. મુખ્ય શહેરો. (૧) બગદાદ, વેપારનું મોટું મથક છે. તે એક જમાનામાં ઇસલામી ખલીફાઓનું રાજધાનીનું મુખ્ય શહેર હતું, (૨) કરબલા, જ્યાં હ૦ ઇમામ હુસેન સાહેબ શહીદ થયા હતા, અને ત્યાં તેમને દફન કરવામાં આવ્યા છે. (૩) જેરૂસલમ છે. જેને બૈતુલ મુકદશ કહે છે. અને આ શહેરમાં હ૦ ઇશા અલેહીસલામ. પેગમ્બરની કબર છે.

યુફ્રેટીશ અને તઇગ્રસ, નામની બે મોટી નદીઓની વચ્ચે આ-વેલું નીચું મેદાન છે. અને તેનો અર્થ નદીઓ વચ્ચેનો પ્રદેશ એવો થાય છે.

અગાઉના વખતમાં તે મુલક ઘણો ફળદ્રુપ હતો, વળી નામીચામાં નામીચાં શહેરોના ખંડેરોથી દેશ ભરપુર છે. તેમાં ખજુરના ઝાડની ઘટા છે. અને તેના ફળ મોટી સંખ્યામાં પરદેશ ચડે છે. આરબ લોકો ઘોડાને ઉછેરે છે. અને તેની આયાત હિંદુસ્તાનમાં થાય છે, ત્યાં એક ખારા પાણીનું સરોવર છે, તેનું નામ ( મૃત્યુ ) મોત છે. તેનું પાણી ખારૂ ઘણું હોવાથી. તેમાં માછલા જીવી શકતા નથી. પાણી ઘટ અને જાડુ હોવાથી માણસો ડુબતા નથી."

## "ઇરાન"

ઇરાન દેશમાં શીઆ ઇસલામી રાજાનું રાજ છે, અને તેના રાજા શાહ કહેવાય છે. તુર્કસ્તાનની દક્ષિણે તે દેશ આવેલો છે. એ ઉંચ પ્રદેશ છે. ઉંચી ભુમીની ખીણોમાં, ઢોરોના ટોળાં, તેમાં મુખ્યત્વે કરીને ઘેટા અને બકરાં વિશેશ પાળવામાં આવે છે. તેમના ઉનની સેતરંજી વણાય છે. વળી ઉંટના વાળની શાલો, અને ફેલ્ટ નામનું જાડું કપડું બનાવવામાં આવે છે. ઘોડા ઉછેરીને હિંદુસ્તાન મોકલવામાં આવે છે, મુખ્ય શહેરોના નામ. (૧) તેહરાન (૨) ઇસ્પહાન, (૩) શિરાઝ, (૪) તબ્રીઝ, (૫) બુશાએર, (૬) અને બંદર અબાશ ઇરાની અખાત ઉપર આવેલું છે. જેને ( પરસ્યન ગલ્ફ કહે છે ) તે દેશમાં મેવો ઘણો પાકે છે.

## " અફઘાનિસ્તાન "

હિંદુસ્તાનની વાવ્ય ખુણામાં એ ઉંચો મધ્ય પ્રદેશ આવેલો છે. તેની ખીણોમાં સારા પાક ઉગાડવામાં આવે છે. મેવામાં, સફ-રજન, આલુ, દ્રાક્ષ, પીચ, અને દાડમ જેવા ફળો મોટા જથ્થામાં થાય છે, અને તરબુચ બહુ મોટા જથ્થામાં પેદા થાય છે, તે બધો મેવો, ઉંટ ઉપર ચઢાવી હિંદુસ્તાનમાં લઈ જાય છે.

શુલેમાનપર્વત હિંદુસ્તાનથી તે મુલકને છુટો પાડે છે, મુખ્ય શહેરો (૧) કાબુલ (૨) કંદહાર, (૩) હેરાત, (૪) ગીઝની, (૫) જલાલાબાદછે, અફગાનિસ્તાનના લોકો મોટા કદના વિક્રાળ ચહેરાના, બહાદુર અને મજબુત બાંધાના છે, અફઘાન બાદશાહોએ આગળ દિલ્હીમાં રાજ કર્યું હતું, આખા દેશપર " અમીર " રાજ્ય ચલાવે છે અને તે બ્રિટીશ રાજ્યનો મિત્ર છે. તેની રાજધાનીનું શહેર કાબુલ છે.

## " બલુચિસ્તાન. "

એ દેશમાં શંકુ આકારનું રણ છે. ત્યાં અતિશય ગરમી તથા અતિશય ઠંડી પડે છે. તે પ્રદેશ ડુંગરી છે, તેનો દરિયા કિનારો ૫૦૦ માઇલ લાંબો છે જંગલી ટોળીઓની મોટી સંખ્યા દેશમાં વસે છે, તેના રાજ કર્તાને ખાન કહે છે. તેની રાજધાની ખિલાત શહેરમાં છે, દેશનો થોડો ભાગ અંગ્રેજ સરકાર તાબામાં છે.

## ચિનનું રાજ્ય.

એ વિશાળ દેશ હિંદુસ્તાનની ઉત્તરમાં આવેલો છે, તેમાં દુનિઆના કોઇપણ મુલક કરતાં વધારે વસ્તી છે, મહાન બ્રિટીશ સામ્રાજ્ય કરતાં વધારે વસ્તી છે. એકંદર ચાલીશ કરોડ માણસો તેમાં વસે છે, તેના પાંચ ભાગ કરેલાં છે. ત્યાં બુધ ધર્મ પાળવામાં આવે છે, ચિનમાં ઘણા માણસોની વસ્તી હોવાથી માણસો નદીઓના પાણી ઉપર મછવાઓમાં રહે છે, કેમકે જમીનપર વસવા માટે જગ્યા નથી.

ચિના લોકો ઘણા હુશિયાર કારીગર છે, તેઓ લાકડાપર અને ચામડાપર સારી કારીગરી કરે છે, કાપડ પણ સારૂં વણી જાણે છે અને રેશમનો ઉદ્યોગ ત્યાં ઘણો ચાલે છે. વળી માટીના વાસણો ઘણા સુંદર બને છે.

ચિના લોકો ઠીંગણા છે, તેમની ચામડી પીળી, વાળકાળા, અને આંખ ત્રાંશી છે, પોતાની ભાષામાં તેઓ ઉંચી કેળવણી લે છે.

સ્ત્રીઓમાં નાનાપગવાળી સ્ત્રી બહુ ખુબ સુરત ગણાય છે માટે સ્ત્રીઓના પગ સંચાથી દાબી દેવામાં આવે છે. જેથી વધવા પામતા નથી. બે હજાર વર્ષ પૂર્વે તાતાર લોકોના હુમલા અટકાવવા સારૂ ૧૨૫૦) મેલ લાંબી અને વીશ ફીટ પહોલી, એક દીવાલ બાંધી છે, તે દિવાલ જોવા લાયક છે. તે ઉપર એક સાથે દશ ઘોડા ચાલી શકે છે, ચીનની રાજધાનીનું મુખ્ય શહેર પેકિન છે.

## " જાપાન. "

જાપાન દેશ ઘણા ટાપુઓ (બેટ)નો મળી થએલો છે, વસ્તી પાંચ કરોડ માણસની છે. જાપાનીશ લોકો ઘણા હુશિઆર અને બહાદુર છે, તેઓએ રૂશ જેવી મોટી શહેનશાહતને હાર આપી જેથી તે રાજ્ય મોટા રાજ્યોમાં ગણાય છે.

જાપાન દેશમાં વેપાર હુન્નર, ઘણો વધી ગયો છે, દેશમાં લોઢું અને કોયલા પુષ્કળ નિકળે છે. તે શિવાય, સોનું રૂપું, તાંબુ, સિસુ, અને ગંધકની ખાણો છે, મુખ્ય શહેર ટોકીઓ રાજધાનીનુ ગણાય છે, આ શહેરની વસ્તી પંદર લાખ માણસની છે, આ શહેર કલકત્તાથી મોટું છે, ત્યાં " મિકાડો " નામનો રાજા રાજ્ય કરે છે, ત્યાં જવાળામુખી પર્વતો ઘણા છે, જેથી ધરતીકંપ થયા કરે છે. ચિન દેશની દક્ષિણમાં સિયામ, હિંદીચીન, અને મલાયાના દેશો છે મલાયાના દક્ષિણમાં સ્ટેટ સેટલમેન્ટ છે, જે બ્રિટીશ સરકારનુ છે. તેમાં સિંગાપોર બંદર આવેલું છે.

## " હિન્દુસ્તાન. "

આખું હિંદુસ્તાન બ્રિટીશ સામ્રારાજ્યમાં આવેલું છે. અને સમ્રાટ પંચમ જ્યોર્જને તાબે છે, બ્રિટીશ રાજ્યની સત્તામાં ૧૪ પ્રાંતો છે. બાકીના ભાગ ઉપર હિંદુ રાજાઓ રાજ્ય કરે છે. અને તે રક્ષિત રાજ્ય કહેવાય છે. કેમકે તેમનું રક્ષણ અંગ્રેજ સરકાર કરે છે. એવા આશરે નાના મોટા મળીને ૬૫૦) રાજ્યો છે. તેની ઉતર દિશામાં હિમાલય પર્વત છે. જે દુનિયામાંના પર્વત કરતા

ઉંચામાં ઉચો છે. તે પંદરશો મૈલ લાંબો અને ૨૦૦ બશો મૈલ પહોળો છે, હિદુસ્તાનની વસ્તી ત્રીશ કરોડની છે. હિંદુસ્તાનના ઉપરી તરીકે બ્રિટિશ સરકાર ગર્વર્નર જનરલની નેમણુંક કરે છે. અને તે રાજાનો પ્રતિનીધી ગણાય છે ને વાઇસરાય કહેવાય છે, અને તેનું મુખ્ય શહેર દીલ્હી છે. જેમાં તે રહે છે.

હિદુસ્તાનમાં સિધું, ગંગા, અને બ્રહ્મપુત્રા, વિગેરે ઘણી મોટી નદીઓ આવેલી છે, દેશી રાજ્યોમાં. નિઝામ હૈદરાબાદ, વડોદરા, કાશમીર, મહીશુર, એ ચાર મુખ્ય છે. આખા દેશમાં આશરે સો ભાષા બોલાય છે. મુખ્ય વસ્તી હિદુ, મુસલમાન, પારશી, ખ્રિસ્તી, તથા યાહુદી લોકો વસે છે.

હિદુસ્તાનની ઉતરમાં નેપાલ અને ભુતાન એવા બે સ્વતંત્ર રાજ્ય છે.

આપણે મુંબઇ ઇલાકામાં રહીએ છીએ અને તે હિદુસ્તાનનો એક ભાગ છે. જેનું મુખ્ય શહેર મુંબઇ છે. જેમા દશ લાખ માણસની વસ્તી છે. તેના હાકેમની નીમણુક વિલાયતમાંથી શહેનશાહ કરે છે. તેને ગવર્નર કહેવામાં આવે છે.

મુંબઇ શહેર વિદ્યા, હુન્નર, વેપારમાં સર્વોપરી છે, રેલવે સડકો દરેક ભાગમાં ફેલાયલી છે, આગબોટોને માટે સુંદર બારાઓ બાંધેલા છે. જ્યાં હજારો આગબોટો અને વહાણો સહી સલામત રહે છે. વળી તેમાં મોટી ભવ્ય ઇમારતો છે. અને આખા હિદુસ્તાનમાં સૌથી સુંદર શહેર તરીકે ગણાય છે. વસ્તીનો મોટો ભાગ

વેપારમાં પડેલો છે. ઘણી મીલો છે. શહેરમાં વીજળીક ટ્રામ છે. અને પાણીના વાસ્તે ત્રણ તળાવ બહાર બાંધેલા છે.

## "હિંદુસ્તાનના રક્ષિત રાજ્યો."

અગાઉ આપણે કહી ગયા કે હિંદુસ્તાનમાં દેશી રાજ્યો છશો પચાશ છે. જેમાં હિંદુ અને મુસલમાન રાજાઓ રાજ્ય કરે છે, તેમાંના સૌથી મોટા રાજ્યોનો હેવાલ નીચે પ્રમાણે છે.

૧ હૈદરાબાદ, તે નિઝામ નામના મુસલમાન રાજકર્તાની સતા નીચે છે.

તે રાજ્યમાં કપાસ ઘણો ઉગે છે. અને વસ્તી લગભગ હિંદુઓની છે. ભાષા કાનડી, મરાઠી અને તેલુગુ બોલાય છે.

૨ મ્હેસુર, અહીં ગાઢા જંગલો છે, અને વરસાદ ઘણો વરશે છે. તેમાં ચુંદદાણાં ઘણા ઉગે છે, રાગી નામનું ધાન્ય પુષ્કળ થાય છે, લોકો કાનડી ભાષા બોલે છે. મુખ્ય શહેર–બેંગલોર અને મ્હેસુર છે. મ્હેસુરમાં રાજા રહે છે.

૩ ત્રાવણકોર અને કોચીનપર રાજાઓ રાજ્ય કરે છે. આ દેશમાં પુષ્કળ વરસાદ વરસે છે. ડાંગરના ખેતરો ભરપુર પાકથી ભરેલા હોય છે, નાળીએરના ઝાડ મેહાનોને મેહાનો ઢાંકી દે છે. તથા દુકાળનું કોઇ નામ પણ જાણતું નથી. ત્રાવણકોરની રાજધાનીનું શહેર ત્રીવાન્દ્રમ છે.

૪ કાશમીર. એ હિંદુસ્તાનમાં સુંદર રમણિય રાજ્ય છે. તેની ખીણો ઘણી ફળદ્રુપ છે. રાજ્યમાં જેલમ નદી વહે છે તથા રાજાનું રાજ્ય છે. રાજધાનીનું શહેર શ્રીનગર જેલમ નદીપર છે જેને કાશ્મીર કહેવામાં આવે છે.

૫ વડોદરા; મુંબઈ ઇલાકામાં મોટું દેશી રાજ્ય છે તે ગાયકવાડ નામના મરાઠા રાજ્યની સતા નીચે છે, મધ્ય હિંદુસ્તાનમાં મરાઠાઓના હાથ નીચે ગ્વાલીયર, અને ઇંદોરના રાજ્યો આવેલા છે. એ રાજાઓના કુળના સિંધીયા, અને હોલકર રાજાઓ રાજ્ય કરે છે.

૬ રજપુતાનામાં ઘણા રાજ્યો છે અને તે દરેક પર તેનો પોતાનો રાજા રાજ્ય કરે છે. તેમાં ઘણા રાજાઓ પ્રાચીન કૂળના રજપુત રાજાઓ છે. મુખ્ય રાજાઓમાં, જેપુર, ઉદેપુર, જોધપુર અને બીકાનેર છે.

મુસલમાની રાજ્ય ભોપાળ છે, અને તેના ઉપર બેગમ રાજ કરે છે.

કાઠીઆવાડ અને કચ્છના પ્રાંતો મુંબઇ ઇલાકામાં આવેલ છે અને તે પ્રાંતમાં રાજાઓના રાજ્ય છે. કચ્છના રાજાને રા કહે છે અને કાઠીયાવાડમાં ઝાલા, ગોહેલ, જાડેજા, જેઠવા, વિગેરે રાજાઓ ઓળખાય છે.

## "યુરોપ ખંડ."

યુરોપ અને એશિઆ મળીને જમીનનો એક મોટો ભાગ છે. તેને આપણે યુરોપ અને એશિઆ, અથવા એક શબ્દમાં યુરે-

શિઆ કહી શકીએ. આવા ખંડને કોઇ દરીઓ જુદો પાડતો નથી. એક ખંડમાંથી બીજા ખંડમાં પગે ચાલીને જવાય છે. સેંકડો વરસ પહેલાં લોકો એક ખંડમાંથી બીજા ખંડમાં આવ જા કર્યા કરતાં હતાં, કેટલીક ટોળીઓ પશ્ચિમમાં ગઇ અને ત્યાં જે લોકો મળ્યા તેની સાથે મળી ગઇ. આ ભેગી થએલી પ્રજામાંથી અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, ઇટાલીઅન, સ્પેનિશ ગ્રીક, રશિઅન, સ્વીડન અને ડચ લોકો ઉતરી આવેલા છે, બીજી ટોળીઓ દક્ષિણમાં ગઇ અને ઇરાન તથા હિન્દુસ્તાનમાં વસી પણ એ બધા યુરેશિઆના લોકો છે.

દુનિયાના ચાર ખંડોમાં યુરોપ નાનો છે, પણ વિદ્યા હુન્નર અને વેપારમાં ઘણો આગળ વધેલો છે, યુરોપ ખંડમાં સેંકડે છનુ ટકા લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. બાકીના મુસલમાન અને યાહુદી લોકો છે.

યુરોપનો નકશો જોશો તો માલુમ પડશે કે યુરોપના આઠ દેશો દ્વિપકલ્પ છે અને નવમો જે સર્વથી વધારે પશ્ચિમ તરફ આવેલો છે અને જેના વિષે આપણે વધારે જાણીએ છીએ તે ગ્રેટબ્રિટન જે ટાપુઓનો બનેલો છે, તે બ્રિટીશ ટાપુ કહેવાય છે.

આ ખંડમાં નાના મોટા રાજ્યો અઢાર આવેલા છે. જેના નામ નીચે પ્રમાણે છે. ઇંગ્લાંડ, સ્કોટલાંડ, આયરલાંડ, સ્વીડન, નોર્વે, રશિઆ, જર્મની, ડેન્માર્ક, હોલાંડ, અથવા નેધરલાંડ, બેલજીયમ, ફ્રાન્સ, સ્વીટઝરલાંડ, આસ્ટ્રીઆ હંગરી, યુરોપી તુર્કસ્તાન, ગ્રીસ, ઇટાલી, સ્પેન અને પોર્ટુગાલ છે.

ગ્રેટબ્રિટનમાં ઇંગ્લાંડ, સ્કોટલાંડ, વેલ્શ, અને આયરલાંડ છે અંગ્રેજ સ્કાચ, વેલ્શ, અને આયરિશ એ બધા લોકોની એક પ્રજા બનેલી છે, અને તે આપણા શહેનશાહ પાંચમાં જ્યોર્જની સતા નીચે છે, નામદાર બ્રિટીશ સરકારનો મુલક ઘણો મોટો છે. કહેવત છે કે બ્રિટીશ રાજ્યની હદમાં સુર્ય આથમતો નથી.

ઇંગ્લાંડની રાજધાનીનું મુખ્ય શહેર લંડન છે. તે આખી દુનિયામાં મોટામાં મોટું શહેર છે, તે ઘણું રોનકદાર છે તેમાં પચાસ લાખ માણસની વસ્તી છે, તે બાર માઇલ લાંબુ, અને ચૌદ માઇલ પહોળું છે. તે ટેમ્સ નદીના બંને કીનારાપર વસેલું છે, શહેરમાં જવા આવવા માટે હજારો ગાડીઓ ઘોડાઓ, ટ્રામ્વે, રેલગાડી, અને બોટો છે, શહેરમાં જવા આવવાના રસ્તાઓ પુરણ પડતા ન હોવાથી નદી અને જમીનની નીચે ટનલો ( ખોદી કાઢેલા બુગદાઓ ) ખોદી રસ્તા કાઢેલા છે, એટલે ઉપર ઘરબાર હોય અથવા નદી વહેતી હોય, અને નીચે ગાડીઓ અને લાખો માણસો આવ જા કરતા હોય છે ટેમ્સ નદી ઉપર વીસ પુલો બાંધવામાં આવેલ છે શહેરની સફાઇ ઘણી સારી છે. દુકાનો માલથી ભરેલી ખીચોખીચ સુંદર રીતે શણગારેલી હોય છે. શહેરમાં બે શુમાર કારખાના છે. શહેરમાં ધુમાડો ભરાઇ રહે છે. જેથી ખુબસુરત મકાનોને કાળા કરી દે છે.

સ્ત્રીઓની પાતળી કેડ (કમર) ખુબસુરતીમાં ગણાય છે. એટલે સ્ત્રીઓ કમર કશીને બાંધે છે. વરસાદ લગભગ હમેશા થયા કરે છે. સુરજ દીવસો સુધી દેખાતો નથી. હરેક કામ સંચાથી કરવામાં આવે છે.

દુનિઆમાં મોટામાં મોટા અને વધારે ઉદ્યોગવાળા કારખાના ઇગ્લાંડમાં છે. તેમાં લોઢાનો અને પોલાદનો સામાન, સુતરાઉ અને ઉનના કપડા મોટા જથામાં બને છે, અને દુનિઆના બધા ભાગોમાં જાય છે. ઇગ્લાંડ અને વેલ્શમાં કોયલાની ખાણો છે. તેમાંથી ઘણા કોયલા ખોદવામાં આવે છે. બ્રિટીશ ટાપુમાં કપાશ કાંઇપણ ઠેકાણે થતો નથી તેમજ અનાજ ઉગે છે પણ લોકોના પોષણ માટે પુરૂ થાય તેટલું નહી. જેથી તેઓ ઉન અને રૂ, અમેરિકા, ઓસ્ત્રેલીઆ, અને હિંદુસ્તાનમાંથી ખરિદ કરે છે, કાચો માલ આપણા મુલકમાંથી લઇ જાય છે અને ત્યાં પાકો બનાવી આપણા મુલકમાં લાવે છે જેથી તેનો વેપાર ઉદ્યોગ હુન્નર શ્રેષ્ટ છે.

યુરોપખંડમાં ફ્રાન્સ ઉતમમાં ઉતમ દેશ છે. તે ઇગ્લાંડની દક્ષિણે આવેલો છે. તેની ભૂમી, રશાળ અને સુંદર છે, તેમાં સુંદર નદીઓ, ફળદ્રુપ મેદાનો અને રોનકદાર શહેરો આવેલા છે. તેની હવા ખુશ કારક છે, અને લોકો બહાદુર, વિનયી, અને ઉદ્યોગી છે.

તેનું મુખ્ય શહેર "પેરીશ" છે જે દુનિઆમાં સૌથી સુંદર શહેર તરીકે વખણાય છે, આબો હવા ઘણી ખુશનુમા છે, ફ્રાન્સમાં રાજાનું રાજ્ય નથી, પણ રૈયતમાના એક માણસને લોકો પસંદ કરે છે, જે પ્રેસીડેન્ટ કહેવાય છે.

યુરોપમાં સુની ખલીફા, તુરકી સુલતાનનું રાજ છે. જે યુરોપી તુરકી કહેવાય છે, અહિંના પાદશાહ જે, "સુલતાનુલ મુઅ-

ઝમ "ના નામથી ઓળખાય છે, ઇસ્તમબુલ અથવા કોન્સટાન્ટીનોપલ રાજધાનીનું શહેર છે. જે ઘણું ખુબ સુરત છે.

યુરોપ ખંડમાં જર્મની મોટું અને બળવાન રાજ્ય ગણાય છે. વિદ્યા હુન્નર અને વેપારમાં આગળ વધેલું છે, તેની રાજધાનીનું શહેર બર્લીન છે.

સ્પેન ફ્રાન્સની દક્ષિણે આવેલું છે, બનીઉમૈયાના વખતમાં સ્પેનમાં ઇસલામી રાજ્ય હતું અને છસો વર્ષ સુધી મુસલમાનોના કબજામાં રહ્યું, પણ પાછળથી ખ્રિસ્તી લોકોના તાબામાં આવ્યું.

તે સિવાય બીજા નાના રાજ્યો છે, જેમાં દરેક સ્વતંત્ર રાજા છે પ્રજામાં ઉદ્યોગ હુન્નર ઘણો સારો જોવામાં આવે છે. આ દેશ સમૃધિવાન, અને હુન્નર ઉદ્યોગમાં વધેલો છે. દરેક પોતાના રાજાને અને રાજ્ય કાયદાને માન આપે છે. કેળવાયલો વર્ગ ઘણો છે. મોટી મોટી યુનીવરસીટીઓ શિખવાને માટે સ્થાપેલી છે.

## "આફ્રિકા."

જુની દુનિઆના લોકો આફ્રિકા વિષે ઘણું થોડું જાણતા જેથી તેને અંધારો ખંડ કહેતા, એનું કારણ એ હતું કે, બહારના ભાગમાંથી તેની અંદર પ્રવેશ કરવાનો મારગ શોધી કાઢવો ઘણો અઘરો હતો.

આ ખંડનો ઘણો ભાગ ઉજડ છે, આ ખંડમાં પહાડો, મોટાં મોટાં રણો, જંગલો અને સરોવરોએ સેંકડો માઇલ જગ્યા રોકી છે. અહીંના જેવી ગરમી દુનિઆના કોઇપણ ભાગમાં પડતી નથી. હવા

ગરમ અને સુકી છે. હબશી લોકોનો મુલક પણ આ ખંડમાં છે, મુસલમાનોની વસ્તી ઘણી છે, મુળ રહેવાશીઓનો મોટો ભાગ જંગલી હાલતમાં છે.

આ ખંડમાં જાનવરો વખણાય છે. ગેંડા અને હાથીની પેદાશ પુષ્કળ થાય છે. જાત જાતના રંગબેરંગી પક્ષીઓ પેદા થાય છે, શાહમુર્ગ નામનું પક્ષી અહીં થાય છે, કેસરીસિંહ આફ્રિકાના જંગલમાં ઘણા થાય છે.

આફ્રિકામાં પાંચ મોટી નદીઓ છે. અને નાની નદીઓ ઘણી છે. તેમાં નાઇલ નદી સર્વથી વધારે પ્રખ્યાત છે. દુનિઆમાં તે લાંબામાં લાંબી નદી છે. ગંગા નદીથી તે ત્રણગણી લાંબી છે. ભુમધ્ય રેખા ઉપર ન્યાન્ઝા સરોવરમાં તેનું મુળ છે. ત્યાંથી છેક ઉતરે ભુમધ્ય સમુદ્રના મુખ સુધી ૪૦૦૦ થી વધારે માઇલ લાંબી છે. તે પર્વતો ઉપરથી ઘણો ફળદ્રુપ કાંપ લઇ જાય છે, અને કીનારે આવેલા ખેતરોપર પાથરે છે, તે વહેતી જાય છે, તેમ એક ફળદ્રુપ પ્રદેશનો લાંબો ચીચવટો બનાવે છે, એ દેશમાં વરસાદ ભાગ્યેજ વરસે છે, તેથી નાઇલ નદીનું પાણી એ દેશ ઉપર ફરી વળતું ન હોત તો હાલ તે દુનિઆના ઉતમમાં ઉતમ ફળદ્રુપ દેશ છે તેને બદલે તમામ ઉતર આફ્રિકા જેવો વેરાન પ્રદેશ થાત. તેમાં ઘઉં, કપાસ, ડાંગર, શેરડી અને બીજા ઘણા પાકો સારા થાય છે.

આફ્રિકામાં યુરોપીઅન પ્રજાઓમાં પહેલા પોર્ટુગીઝ અને ડચ ત્યાં જઇ વસ્યા. હાલમાં તો બ્રિટીશ, ફ્રેંચ, જર્મન, ઇટાલી, બેલજી-

જમ, અને સ્પેનીસ લોકો આફ્રિકામાં જઇ વસ્યા છે, દરેક પ્રજા ખંડના જુદા જુદા ભાગમાં વસે છે, આખો આફ્રિકા યુરોપી પ્રજાએ વહેંચી લીધો છે, ફક્ત મોરાક્કો, અને અલજીરીયા એ બે સ્વતંત્ર રાજ્ય છે.

ઉતરમાં મીસર, ત્રીપોલી, અલજીરીઆ, અને મોરક્કો તથા દક્ષિણમાં કેપકોલોની, નાતાલ, અને ટ્રાન્સવાલ દેશો આવેલા છે, સોનાની અને હીરાની ખાણો અહીં નીકળે છે, દક્ષિણ આફ્રિકામાં હિંદુસ્તાનના વતનીઓ વેપાર અર્થે જાય છે.

કાંગોનું સ્વતંત્ર રાજ્ય .છે..આ મોટા પ્રદેશમાં કોંગો નદી વહે છે. તે વિસ્તારમાં હિદુસ્તાનના અર્ધ ભાગ કરતાં વધારે છે. હવા ગરમ અને વરસાદ પુષ્કળ પડે છે, જંગલો ઘાડા અને ગીચ છે, તેમાં ખજુરીના ઝાડો અને વગડાઉ રબરના ઝાડોથી જંગલો ભરપુર છે. તેલ, રબર, હાથીદાંત પુષ્કળ પરદેશ ચઢાવી નિકાશ કરે છે.

## " અમેરિકા "

એશિઆ, યુરોપ, અને આફ્રિકા ખંડ વિષે તમે થોડી માહીતી મેળવી. આ ત્રણે ખંડની લોકોને અસલથી માહેતી હતી. જેથી તેને જુની દુનિઆ કહે છે. અમેરિકા ખંડનાં પોર્ટુગાલના રહેવાશી કોલમ્બસે ઇ. સ. ૧૪૯૨માં શોધી કાઢયો તેથીજ તેને નવી દુનિઆ કહે છે.

અમેરિકાખંડ, યુરોપખંડથી ચારગણો મોટો છે, અને હીદુસ્તાનથી આઠગણો મોટો .છે. આ ખંડના બે ભાગ છે. તેમાં

એકને ઉતર અને બીજાને દક્ષિણ અમેરિકા કહે છે. અને બંને ભાગની વચ્ચે પનામાંની સંયોગી ભુમી આવેલી છે. ફક્ત એકત્રીશ માઈલની આ પહોળી સંયોગી ભુમીને ખોદી, સુએઝની નહેર માફક બનાવી છે.

આ ખંડમાં મોટી મોટી નદીઓ, સરોવરો, અને પહાડો છે, નિઆગરાનો ધોધ, આ ખંડમાં આવેલો છે. આ પાણીનો ધોધ ૧૯૦૦ ફીટ પહોલો છે. અને ૧૬૦) ફુટની ઉંચાઇએથી પડે છે. આ ધોધનુ પાણી ઘણા જોરથી પડે છે. તેનો અવાજ ત્રીશ ચાલીશ માઇલ સુધી સંભળાય છે.

આ ખંડમાં યુનાઇટેડ સ્ટેટનો મુલક છે. જે ઘણો આબાદ છે. આ રાજય ઘણું બળવાન છે, વીશ બાવીશ માલની હવેલીઓ આ દેશમાં આવેલી છે. આ દેશમાં વિધા, હુન્નર, વેપાર અને સુધારામાં આ દેશો યુરોપને પણ ટક્કર ખવરાવી છે. આ દેશના માણસો ઘણા કુશળ છે. દુનીઆમાં વધારેમાં વધારે દોલતમદ માણસો આ દેશમાં છે.

ચોખા, ઇમારતી લાકડું, તમાકુ, રૂ, શેરડીની પેદાશ ઘણી છે, અમેરિકાનું રૂ, હિદુસ્તાનના કરતાં ઉત્તમ છે. સોનું, રૂપું, તાંબુ અને જવાહીરની ખાણો પુષ્કળ છે.

ઉત્તર અમિરેકા આખો બ્રિટીશ શામ્રારાજયનો એક ભાગ છે આખા અમેરિકામાં અંગ્રેજો સર્વથી વધારે રહે છે. અને મુળ રાજય પણ તેઓનું છે. અને તેઓ પ્રજાસતાક રાજય તરિકે ગણાય છે.

## " આસ્ટ્રેલીઆ. "

આસ્ટ્રેલીઆ, અસલના વખતમાં દુનિયાના બીજા કોઇ ભાગના રહેવાસીઓને જાણીતો હતો નહિ. તે આશરે ૩૫૦ વરસ પર પ્રથમ પોર્ટુગીઝ લોકોની નજરે પડયો. બ્રિટીશ લોકો પ્રથમ વસ્યા હતા, અને હવે તે બ્રિટીશ સંસ્થાન છે.

આસ્ટ્રેલીઆ, અતિ વિશાળ દેશ છે. હિન્દુસ્તાન અને બ્રહ્મ દેશને એકઠા કરીએ તોપણુ તે તેના કરતાં ઘણો મોટો છે, માટે તેને ખંડ કહેવામાં આવે છે. પણુ તે દુનિયાના પાંચ ખંડોમાંના નાનામાં નાનો છે.

પાસિફીક મહાસાગર પૃથ્વીપર મોટામાં મોટો છે. એક ઠેકાણે તેની ઉંડાઇ ૨૯૦૦૦ ફુટ છે, તેમાં ઘણા ટાપુ આવેલા છે તે બધા ઓશીઆનીઆના નામે ઓળખાય છે, તેમાં આસ્ટ્રેલીઆ મોટામાં મોટો બેટ છે, આ બેટમાં વિચીત્ર પ્રાણી તથા ઝાડ થાય છે, અહીંના ઝાડને પાંદડાને બદલે છાલ ખરી પડે છે. અહીંના જંગલી માણુસો માણુસને ખાઇ જાય છે. હાલ ત્યાં સુધરેલી પ્રજા રહે છે. જમીનના પ્રમાણુમાં વસ્તી થોડી છે. સોનાની ખાણો નીકળવાથી વસ્તીમાં વધારો થયો છે.

લોકો કિનારાપર રહે છે, અને મોટો ઉદ્યોગ ઘેટાં ઉછેરવાનો છે અને ત્યાંની મુખ્ય પેદાશ ઉન છે. વળી તે સંસ્થાનમાં ઘઉંનો પાક પણુ પુષ્કળ થાય છે. ઘણા લોકો ખાણોમાં ઉદ્યોગ કરી ગુજરાન ચલાવે છે કેમકે ત્યાં સોનુ રૂપું અને કલાઇ, તથા લોઢાની ખાણો છે, કોલસાની ખાણો ઘણી છે. આસ્ટ્રેલીઆના લોકો ઘણા ખરા અંગ્રેજો

છે અને ગ્રેટબીટનમાંથી ત્યાં વસ્યા છે. વસીને તે દેશને તેમણે પોતાનું વતન બનાવ્યું છે.



# વાંચક વર્ગને અરજ.



મારી વ્હાલી બ્હેનો, આ બુક વાંચ્યાથી તથા શીખ્યાથી તમો જાણી શકયા હશો કે, ખુદાવન્દતાલાએ પૃથ્વિમાં કેવા લોકો તથા દેશો ઉત્પન્ન કર્યા છે. દરેક દેશની ઉન્નતિ કે અધોગતિનો આધાર નિતીરીતી તથા ધર્મ ઉપર રહેલો છે પણ નિતીરીતી તથા ધર્મનું રહસ્ય સમજવાને કેળવણીની જરૂર છે; તેથી દરેક મનુષ્યે કેળવણી યાને ઇલ્મ હાસલ કરવું જરૂરનું છે. ઇલ્મથી ખુદાવન્દ તાલાનું જ્ઞાન થાય છે. જેમકે:—

**અઝ પયે એલ્મ બાયદ ગુદાખ્ત,**
**કે બી ઈલ્મ નતવાન ખુદારા શનાખ્ત.**

**અર્થ:**—એલ્મ (જ્ઞાન) ની પાછળ મીણબતીની માફક ગળાઇ જવું જોઇએ કારણ કે ઇલ્મ વિના ખુદાને ઓળખી શકાતું નથી. તેમજ આપણા પાક જ્ઞાનશાસ્ત્રોમાં કહેલું છે કે:—

**મનુષ્યમાંતો અદકું જ્ઞાન, જ્ઞાન નહિતો પશુ સમાન.**

એ મુજબ મારી વ્હાલી બ્હેનો તથા વાંચક વર્ગને નમ્ર અરજ છે કે એવી અમુલ્ય ચીજ હાંસલ કરવા દરેક ઝહેમતો વેઠવી જોઇએ;

તેમાં ખાસ કરીને દીકરીયોને કેળવવા વધારે ધ્યાન આપવું. કારણકે તેમનાપર કોમની ઉન્નતિનો આધાર રહેલો છે. જે માટે આપણા હાજર ઇમામે અનેક નસીહતોના ફરમાનો કરેલાં છે જેમાંનું એક ફરમાન નીચે ટાંકી હું મારી આ બુકની પુર્ણાહુતિ તે પાક ફરમાન સાથે કરીશ.

### ફરમાને ઇમામે ઝમાન.

**જો એક માબાપનાં બે બચ્ચાં, જેમાં એક છોકરો અને એક છોકરી હોય; અને તેઓની સ્થિતી એવી હોય કે, બંનેને કેળવણી આપી શકતા ન હોય તો છોકરાના કરતા, છોકરીને કેળવણી આપવી જરૂરીયાત છે. કેમકે તેની ઉપર કોમની ઉન્નતિનો મુખ્ય આધાર છે.**

(તા૦ ૨૪-૩-૧૫.)



## અગાઉથી ગ્રાહક થઇ ઉતેજન આપનારા માનવંતા ગ્રહસ્થોના મુબારક નામો.

૧૦૧) શેઠ છગનભાઇ ગુલામહુસેન પદમશી
૫૦) ,, મુખી લાલજીભાઇ દેવરાજ
૫૦) ,, મુખી હાશમભાઇ જમાલ કુતીયાણાવાળા મુ. કીસુમુ
૫૦) ,, મુખી સુલેમાનભાઇ વીરજી એન્ડ સન્સ મુમ્બાસા
૨૫) ,, નુરમામદભાઇ બાબુલભાઇ ડોશા ઉના-વાળા
૨૫) ,, મુખી કેશવજીભાઇ મામદ પોરબંદરવાળા
૨૫) ,, મુરાદઅલીભાઇ ગુલમાહુશેન નગીનાવાળા
૧૬) ,, શ્રીમારૂવે જમાતના મુખી મામદભાઇ વેલજી
૧) ,, મુખી મામદભાઇ વેલજી
૧) ,, કા. લાલજીભાઇ ગોવા
૧) ,, કાશમભાઇ મુલજી
૧) શેઠ કાશમભાઇ ધણે
૧) ,, અલીભાઇ જીવા
૧) ,, મામદભાઇ વેલજી
૧) ,, મામદભાઇ હબીબ
૧) ,, કરમાલી મુલજી
૧) ,, શરીફ લધા
૧) ,, શરીફભાઇ શામજી વીરાણી
૧) ,, અલીભાઇ અમરશી
૪) ,, ઇ. જમાત
૧) ,, જેશાભાઇ સાંબા
૧૦) શેઠ મુખી પુંજાભાઇ જશરાજ
૧૦) ,, વારશ રેમતુલાભાઇ અલીભાઇ
૧૦) ,, અલીમામદભાઇ રેમતુલા મુલજી મકલાઇ
૧૮) ,, અલીભાઇ મામદ ચામડાવાળા

૧૦) બાઇ મોંઘીબાઇ જાફર ધાલાણી

૧૦) શેઠ મનજીભાઇ ડોશા ઉનવાળા અમદાવાદ

૧૨) ,, પાંડર કવડાની જમાત તરફથી

- ૧) શેઠ મુખી જમાલભાઇ વાલજી
- ૧) ,, કા. વાલમીભાઇ
- ૧) ,, જમાલભાઇ થાવર
- ૧) ,, કાશમભાઇ મુલજી
- ૧) ,, રવજીભાઇ થાવર
- ૧) ,, કુરજીભાઇ ભાણજી
- ૧) ,, જીવાભાઇ શામજી
- ૧) ,, કા. મુલજી
- ૧) ,, નુરમામદ કાશમ
- ૧) ,, ગુલામહુશેન હાશમ
- ૧) ,, જમાલ દામજી
- ૧) ,, શી. ઈ. ઇ. લાઇબ્રેરી

૬) શેઠ કા. કાશમભાઇ પીરૂઆણી મેનેજર
ઇસ્માઇલીયા સ્કૂલ ઓરમાડા.

૫) ,, મુખી અલીભાઈ અલાદીન ફરનીચરવાળા

૫) શેઠ સુદરભાઈ મનજી મુંબઇ

૫) ,, નવરોજ અલીભાઇ હીરજી પલમ્બર મુંબઇ

૫) ,, બાઇ ફાતમાબાઇ રેમતુલા દેવજી મુંબઇ

૫) ,, ચતુરભાઇ શરીફ મુંબઇ

૫) ,, વીરજીભાઇ પ્રેમજી પારપીયા મુંબઇ

૫) ,, મીત્રમંડળ હ૦ વલીભાઇ નાનજી મુંબઇ

૫) ,, કાનજીભાઇ મીઠા મુંબઇ

૫) ,, માસ્તર હાશમભાઇ માવજી નાથાણી
પોરબંદર

૫) ,, આલીજાં અલીભાઇ મામદ રંગુનવાળા
મુંબઇ

૫) ,, રાજનભાઇ મેરાલી મુંબઇ

૫) ,, અબ્દલાભાઇ લાલજી દેવરાજ મુંબઇ

૫) ,, હુશેનભાઇ લાલજી દેવરાજ મુંબઇ

૫) ,, કરીમભાઇ મુલજી મકલાઇ હ. સફર
અલી મુંબઇ

૫) ,, રેમતુલાભાઇ મુલજી મકલાઇ મુંબઇ

૫) ,, કરીમભાઇ ઇસમાલ મુમના મુખી મુંબઇ

૫) ,, ભીમજીભાઇ હમીર કીસોશા (આફ્રિકા)

૫) શેઠ મામદભાઇ અલીભાઇ ન્યુમોસી ૯૦ માવજીભાઇ
૫) ,, આલીજાં અલીદીનાભાઇ અલીમામદ કરાંચી
૫) ,, હબીબભાઇ લધા પીરાણી મુંબઇ
૫) ,, મુખી ઇસ્માલભાઇ નથુ નૈરોબી
૫) ,, અમલદાર અલીભાઇ શરીફ ,,
૫) ,, પ્રેસીડેન્ટ મામદભાઇ કાશમ કીશુમુ
૫) ,, સુલેમાનભાઇ ઝવેર મુંબઇ
૪) ,, ખોજા ઇસ્માઇલી સ્કુલ બોર્ડ કરાંચી
૪) ,, આલીજહાં અલીભાઇ મામદ રંગુન
૪) ,, ગુલામહુશેનભાઇ શકુર જુનાગઢ
૨) ,, લાલજીભાઇ બોઘા ચામડાવાળા ઇંદોર
૨) ,, હેમરાજભાઇ સજુ મુંબઇ
૨) ,, કાશમભાઇ ગુલામહુશેન
૨) ,, નજરઅલી હાશમ ચામડાવાળા
૨) ,, કે. તુરા ડોકટર
૨) ,, ગુલામહુસેન ભાણજી
૨) ,, મીડાભાઇ પ્રેમજી
૨) ,, જુમાભાઇ શોમજી

૧) શેઠ કાશમ નુરમામદ
૧) ,, મગનભાઇ મામદ આરબી
૧) ,, હાશમ કરીમ સુરાતી ધારી
૧) ,, સી. ઇ. ઇ. લાઇબ્રેરી ખાખરડા
૧) ,, કાળાભાઇ લાલજી ગોંદીઆ
૨) ,, અલીમામદ મેઘજી બુટવાળા
૨) ,, મીઠાભાઇ જીવણુ અમદાવાદ
૧) ,, નુરમામદભાઇ જીવા સોલાપુર
૧) ,, ફેજમામદ મુખી તાજર ગુઆધર
૧) ,, કરીમ દેવજી રતનશી મોટા દેવળીયા
૧) ,, મામદભાઈ જીવા કુરજી મુંબઇ
૧) ,, પીરભાઇ નથુ મદનપુરા ,,
૧) ,, પીરભાઇ મામદ કુંભારવાડા ,,
૧) ,, જાફરભાઇ ખમીશા એન્ડ સન્સ મુંબઇ
૧) ,, ઇબ્રામભાઇ રાજન વાંદરા મુંબઇ
૧) ,, ઇબ્રામભાઇ નાનજી ડીવા
૧) ,, જુમાભાઇ બાના અંજારીયા ,,
૨) ,, ગુલામઅલી મુખી વરીયન ,,
૧) ,, વલીમામદભાઇ મુખી લાડક ,,
૧) ,, જુમાભાઇ કમુ મજગામ
૧) ,, અલીમામદભાઇ જુમા કરાંચી

૧) શેઠ મેરાલીભાઇ હરજી મુંબઇ
૧) ,, મામદ જુમા રતનશી નાસીક
૧) ,, ધી ઇસમાઇલીયા યંગ એસોશીએસન
૧) ,, હસનઅલી કચરા ચામડાવાળા
૧) ,, માસ્તર મણીશંકર
૧) ,, મથુરભાઇ ચતુર તલશાણા
૧) ,, મગનલાલ મોહનલાલ તલશાણા
૧) ,, હશનઅલી પીરભાઇ ધોબીતળાવ
૧) ,, છગનભાઇ વશતા વાંદરા
૧) ,, સીવજીભાઇ વશતા વાંદરા
૧) ,, માવજીભાઇ નુરમામદ મુંબઇ
૨) ,, જમાલભાઇ પ્રેમજી નારગોળ
૧) ,, નજરઅલી નારગોળ
૨) ,, મુરાદઅલી જુમા મુંબઇ
૧) ,, જમાલ વીરજી મુંબઇ
૧) ,, અલીમામદભાઇ હાશમ
૧) ,, મામદભાઇ જુમા
૧) ,, ધરમશી પુંજા કાપડીયા

૧) શેઠ ખીમજીભાઇ કલ્યાણ
૧) ,, એચ. વલભરામ
૧) ,, કાશમ સબજાઅલી કરાંચીવાળા
૧) ,, નજરઅલી પ્રેમજી જશા
૧) ,, કાદરઅલી ફાજલ નુરમામદ
૧) ,, રજબઅલી ખીમજી લાકડાવાળા
૨) ,, મામદભાઇ ભાણજી શાતોદડ
૧) ,, એન. એમ. ખુધવાણી ધોરાજી
૨) ,, કે. આમદ પુંજા આગરા
૧) ,, બેન શેરબાનુ ખાનમામદ વીરજી
૧) ,, કે. એમ. તેજાણી કરાંચી
૧) ,, કાનજીભાઇ શામજી મોટા દેવળીયા
૨) ,, ભીમજીભાઇ મનજી અમદાવાદ
૧) ,, જમાલ જીવણ માલીઆ
૧) ,, યુસફઅલી મેઘજી ધોલેરા
૧) ,, પનજીભાઇ ગુલામઅલી ભોજાણી
૧) ,, શીઆ ઇમામી ઇસમાઇલી સ્કુલ માલીઆ
૧) ,, નાનજી રતનશી મોલમીન

૧) ,, અમરશી નાગજી મુંબઇ
૧) ,, જાનમામદ જાદવજી મુંબઇ
૧) ,, નથુભાઇ મુલજી ચીત્રાવડ
૧) ,, રવજીભાઇ નાનજી મુંબઇ
૧) ,, લવજીભાઇ હીરજી મુંબઇ
૧) ,, હસનઅલીભાઇ મુખી ગુલામહુસેન
પારપીયા કલકત્તા
૧) ,, જાફરભાઇ દામજી કારેપલી
૧) ,, જાફરભાઇ વાલજી રાજકોટ
૧) ,, જમાલભાઇ પ્રેમજી જામકડોરણા
૨) ,, અલીભાઇ જેઠા લોધીકા
૧) ,, કરમાલીભાઇ વાલજી ખાખરડા
૧) ,, મુરાદઅલીભાઈ હશનઅલીશાહ
૧) ,, મુખી કરીમભાઇ લાલજી વર્ષા
૧) ,, ગાંગજી જેઠા માહાગુ
૧) ,, ડાયાભાઇ મનજી માંઝા
૨) મેરાલી ભીમજી ખોધા મોરનડાવા
૧) ,, કાશમભાઇ સુમાર માંઝા
૧) ,, મોતીભાંઇ જલા માસ્તર કરાંચી

૧) ,, મીશનરી થાવરભાઇ ગુલામહુશેન કરાંચી
૧) ,, કલાભાઇ રાજન મજગામ
૧) ,, રાશીદભાઈ કાશમવલી કરાંચી
૧) ,, કારાભાઇ કરીમ ,,
૧) ,, ગુલામહેદર બંદાઅલી કાશમ ,,
૧) ,, મીસીસ જાનબાઇ અલ્લાદીન મીઠા
( સદરબજાર ) કરાચી
૧) ,, મામદભાઇ ખલફાન ,,
૧) ,, મામદભાઇ બસરીઆ ,,
૧) ,, અલીદીના વીધા
૧) ,, બાનાભાઇ ગુલામ
૧) ,, મામદભાઇ મુખી રેમતલા
૧) ,, અલીભાઈ ઇબરામ સુતરીયા

## ન્યુમોરશી.

૧) ,, મુખી સુંદરજી કાનજી ૧
૧) ,, નુરમામદ દાદાણી
૧) ,, માહમદભાઇ હબીબ
૧) ,, મુખી માહમદ શાલેખાન
૧) ,, મામદ અલીભાઇ
૧) ,, કાસમ જેઠા માનનજારી